૨૨૯૦

# પાઠમાળા

અંક ૧ લો.

જરતોસ્તી છોકરીઓની નિશાળ મંડળી હસ્તકની
નિશાળોને વાસ્તે.

એ મંડળીના કારોબારીઓના હુકમથી
છપાવી પ્રગટ કર્યો છે.

સાતમી વાર.



મુંબઈ,
મ્હા. ર. રાણીનાના યુનિયન પ્રેસમાં
છાપી પ્રગટ કીધો.
સને ૧૮૮૪ ઈસવી.

(કિંમત ચાર આના.)

# દિબાચો.

---

જરતોસ્તી છોકરીઓની નિશાળ મંડળી હસ્તકની નિશાળો મધે નાહાની અને કુમળી વયની છોકરીઓને સરૂઆતથી સેહેલી રીતે ગુજરાતી ભાષા શિખવવા સારૂ આ નાહાની ચોપડી હમોએ તૈયાર કરીને એ મંડળીના હુકમથી છપાવી પ્રગટ કરીછે. એ ચોપડી નવા પાયા ઉપર રચીછે, તે વિષે થોડોએક ખોલાસો કરવાની અગત છે. એના બે ભાગ કીધા છે. પેહેલા ભાગમાં મુળાક્ષરો, બારાખડીઓ, જોડાક્ષરો અને તે પછી એક અક્ષરના શબ્દો તથા વાકયો અને તે પછી બે અક્ષરના સેહેલા શબ્દો તથા વાકયો તથા એકથી તે સો સુધીના અંક દાખલ કરયાછે. તે શિખ્યા પછી છોકરીઓને વાંચવા લખવાનું શિખવવા સારૂ અને તે સાથે ઉપયોગી અને જાણીતી ચીજોનું ગ્નાન તથા સમજ આપવા સારૂ જુદી જુદી જાતનાં જાણીતાં પક્ષી, જનાવર, ઝાડ, તરકારી, મેવો, ફુલ, મસાલો, દાણો, ધાતુ, ઘરેણાં, ઝવેરાત, કાપડ, કપડાં, રંગ, મીઠાઇ, ઘરસંસારનો સામાન, વાસણ, માલ અથવા વેપારની જનસો, માણસનાં શરીરના જુદા જુદા ભાગોનાં નાંમ વગેરે દાખલ કરયાંછે; તે સાફ અને સુધ્ધ ઉચ્ચારે વાંચવા તથા લખવા શિખવવું. આ ઉપર કહેલી ચીજો શિવાએ છોકરીઓને બીજી સાધારણ બાબદોનું ગ્નાન આપવા સારૂ ધંધો

રોજગાર, પૃથ્વીના ખંડ, જાણીતા દેશો, શેહેરો તથા નદીઓ, આપણા જરતોસ્તી લોકોના મહીના તથા રોજ, અંગ્રેજી તથા હિંદુના વાર તથા પરવ, હિસાબ, માપ, તોલ તથા વ્યાકરણને લગતા મુખ્ય શબ્દો, જુદી જુદી નાત અથવા કોમ, સગાઈ, અને સ્ત્રી પુરૂષોનાં નાંમોબી પેહેલા ભાગમાં દાખલ કરયાંછે, અને તે સાથે પુલિંગ, સ્ત્રીલીંગ, નપુસકલીંગ. એક વચન, બહુ વચન અને ક્રિયાપદોના મુખ્ય કાળ તથા સાધીત નાંમ કેવી રીતે અને કીયા કાયદાથી થાયછે તેહેની સમજ આપવા સારૂ કેટલાએક સેહેલા ધડા દાખલ કીધાછે.

આ નાહાની પોથીના બીજા ભાગમાં બે તથા ત્રણ શબ્દોના સેહેલા વાકયો તથા વાત ચીતના કેટલાએક પાઠ, નીતિની થોડીએક વાતો તથા નાહાની વયના બાળકોને લાએક નીતિને લગતી શિખાંમણોના કેટલાએક ધડા દાખલ કરયાછે. તે શિખાંમણો છોકરીઓને સારી પેરે સમજાવીને શિખવવી તથા તે પ્રમાંણે હમેશાં ચાલવાને શિક્ષકે છોકરીઓને ફરમાવવું. છોકરીઓને વાંચવાની મધ્યમ શકિત થાએ ત્યારે તેઓને જોડાક્ષરો શુદ્ધ ઉચ્ચારે શિખવવા અને તે સાથે સારા દસ્તખતે લખવા શિખવવું. શિક્ષકે ચોકસાઈથી સાફ અને ખુલ્લે આવાજે વાંચવાને શિખવવું, હેવી રીતે કે છોકરીઓ જે કાંઈ વાંચે તેહેની મતલબ ધ્યાનમાં લઈને તેઓ યાદ રાખે અને ચોપડી બંધ કરીને મોહોડેથી સમજાવી શકે. એ કારણસર દરએક શબ્દ તથા દરએક વાક્યનો અર્થ સારી પેરે સમજાવ્યા વિના કોઈબી પાઠ પોપટની પેરે મોહોડે કરાવવો નહીં. છોકરીઓ જે કાંઈ વાંચે તથા શિખે તેહેના અર્થ તેઓ બરોબર

સમજેછે કે નહીં તે તપાસી જોવા સારૂ શિક્ષકે તેઓને સવાલો પુછવા, અને સારી પેઠે સમજીને તથા વિચાર કરીને બરેબર જવાબ આપવાની છોકરીઓને નાહાનપણથીજ ટેવ પાડવી.

દરએક ધડો શિખવતી વખતે તે ઉપર આખા વર્ગની સઘળી છોકરીઓનું ધ્યાન એક સામટું લગાડવું અને બાળકોને રસ ઉપજે, ગમત થાએ અને અમસથકાં બેશીને કાએર નહીં થાએ તેમ કરવું. એ કારણસર જે જે વસ્તુનાં નાંમ પાઠમાં આવે તે વસ્તુ બને ત્યાંહાંસુધી શિક્ષકે છોકરીઓને દેખાડવી અથવા તેનાં ચિત્ર દેખાડીને તે શી ચીજની બનેલી છે તથા શા કામમાં આવેછે અને તેના ગુણ કેવા છે તેની સારી પેઠે સમજ આપવી.

આ પાઠમાળાની પાંચમી આવૃતિમાં કેટલાએક ઉપયોગી પાઠ ચિત્ર સાથે વધારીને અને આ નાહાની ચોપડીને કુમળી વયનાં બાળકોને શિખવાને સઘળી રીતે લાએક કરવાને તજવીજ કરીછે.

**નવરોજજી ફરદુનજી,**

જરતોસ્તી છોકરીઓની નિશાળ મંડળીનો
સેક્રેટરી.

મુંબઈ, તા૰ ૩૦ મી એપરેલ
સને ૧૮૭૦ ઈસવી.

# પાઠ માળા,

અંક પેહેલો.

---

## ભાગ ૧ લો.

### મુળાક્ષરો.

સ્વર.

અ આ ઈ ઊ એ ઐ ઓ ઔ અં આં.

વ્યંજન.

ક ખ ગ ઘ ચ છ જ ઝ ટ ઠ ડ ઢ
ણ ત થ દ ધ ન પ ફ બ ભ મ ય
ર લ વ શ ષ સ હ ળ ક્ષ જ્ઞ.*

આંક.

૧ ૨ ૩ ૪ ૫ ૬ ૭ ૮ ૯ ૧૦.

ઓળખવા માટે છુટા અક્ષરો.

છ ત બ હ મ ન ભ ષ મ ન ખ
ગ ટ ફ ર જ ઝ ડ પ વ ઘ પ ચ
ક સ બ ક્ષ ર શ ક લ સ ણ
હ દ ય ળ.

---

* ક્ષ તથા જ્ઞ એ બંધે જોડાક્ષરો છે, પણ લાંબી મુદત થાઈ મુળાક્ષરોમાં દાખલ થયા છે, માટે વ્યંજનની ભેળા મેલ્યાં છે.

ઓળખવા માટે છુટા અંક.

૫ ૭ ૯ ૩ ૬ ૨ ૧ ૮ ૭ ૪

# બારાખડીઓ.

ા િ ી ુ ૂ ે ૈ ો ૌ ં ાં

ક કા કિ કી કુ કૂ કે કૈ કો કૌ કં કાં

ખ ખા ખિ ખી ખુ ખૂ ખે ખૈ ખો ખૌ ખં ખાં

ગ ગા ગિ ગી ગુ ગૂ ગે ગૈ ગો ગૌ ગં ગાં

ઘ ઘા ઘિ ઘી ઘુ ઘૂ ઘે ઘૈ ઘો ઘૌ ઘં ઘાં

ચ ચા ચિ ચી ચુ ચૂ ચે ચૈ ચો ચૌ ચં ચાં

છ છા છિ છી છુ છૂ છે છૈ છો છૌ છં છાં

જ જા જિ જી જુ જૂ જે જૈ જો જૌ જં જાં

ઝ ઝા ઝિ ઝી ઝુ ઝૂ ઝે ઝૈ ઝો ઝૌ ઝં ઝાં

ટ ટા ટિ ટી ટુ ટૂ ટે ટૈ ટો ટૌ ટં ટાં

ઠ ઠા ઠિ ઠી ઠુ ઠૂ ઠે ઠૈ ઠો ઠૌ ઠં ઠાં

ડ ડા ડિ ડી ડુ ડૂ ડે ડૈ ડો ડૌ ડં ડાં

ઢ ઢા ઢિ ઢી ઢુ ઢૂ ઢે ઢૈ ઢો ઢૌ ઢં ઢાં

ણ ણા ણિ ણી ણુ ણૂ ણે ણૈ ણો ણૌ ણં ણાં

ત તા તિ તી તુ તૂ તે તૈ તો તૌ તં તાં

થ થા થિ થી થુ થૂ થે થૈ થો થૌ થં થાં

દ દા દિ દી દુ દૂ દે દૈ દો દૌ દં દાં

ધ ધા ધિ ધી ધુ ધૂ ધે ધૈ ધો ધૌ ધં ધાં

ન ના નિ ની નુ નૂ ને નૈ નો નૌ નં નાં

પ પા પિ પી પુ પૂ પે પૈ પો પૌ પં પાં

ફ ફા ફિ ફી ફુ ફૂ ફે ફૈ ફો ફૌ ફં ફાં

બ બા બિ બી બુ બૂ બે બૈ બો બૌ બં બાં

ભ ભા ભિ ભી ભુ ભૂ ભે ભૈ ભો ભૌ ભં ભાં

મ મા મિ મી મુ મૂ મે મૈ મો મૌ મં માં

ય યા યિ યી યુ યૂ યે યૈ યો યૌ યં યાં

ર રા રિ રી રુ રૂ રે રૈ રો રૌ રં રાં

લ લા લિ લી લુ લૂ લે લૈ લો લૌ લં લાં

વ વા વિ વી વુ વૂ વે વૈ વો વૌ વં વાં

શ શા શિ શી શુ શૂ શે શૈ શો શૌ શં શાં

ષ ષા ષિ ષી ષુ ષૂ ષે ષૈ ષો ષૌ ષં ષાં

સ સા સિ સી સુ સૂ સે સૈ સો સૌ સં સાં

હ હા હિ હી હુ હૂ હે હૈ હો હૌ હં હાં

ળ ળા ળિ ળી ળુ ળૂ ળે ળૈ ળો ળૌ ળં ળાં

ક્ષ ક્ષા ક્ષિ ક્ષી ક્ષુ ક્ષૂ ક્ષે ક્ષૈ ક્ષો ક્ષૌ ક્ષં ક્ષાં

જ્ઞ જ્ઞા જ્ઞિ જ્ઞી જ્ઞુ જ્ઞૂ જ્ઞે જ્ઞૈ જ્ઞો જ્ઞૌ જ્ઞં જ્ઞાં

---

# જોડાક્ષરો.

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| કક | કર | કરૂ | કત | કય | ખર | ખય | ખત |
| ક્ક | ક્ર | ક્રૂ | ક્ત | ક્ય | ખ્ર | ખ્ય | ખ્ત |
| ગર | ગરૂ | ગન | ગધ | ગય | ઘર | ઘન | ઘય |
| ગ્ર | ગ્રૂ | ગ્ન | ગ્ધ | ગ્ય | ઘ્ર | ઘ્ન | ઘ્ય |
| ચચ | ચછ | ચય | જજ | જય | જવ | ટટ | ટર |
| ચ્ચ | ચ્છ | ચ્ય | જ્જ | જ્ય | જ્વ | ટ્ટ | ટ્ર |
| ઠઠ | ઠર | ડડ | ડન | ડવ | ડર | ઢઢ | ઢર |
| ઠ્ઠ | ઠ્ર | ડ્ડ | ડ્ન | ડ્વ | ડ્ર | ઢ્ઢ | ઢ્ર |
| ણય | તત | તપ | તય | તર | તન | થર | થય |
| ણ્ય | ત્ત | ત્પ | ત્ય | ત્ર | ત્ન | થ્ર | થ્ય |
| દર | દદ | દય | દવ | દધ | ધય | ધન | ધર |
| દ્ર | દ્દ | દ્ય | દ્વ | દ્ધ | ધ્ય | ધ્ન | ધ્ર |
| નન | નય | પર | પરૂ | પત | પન | પય | ફર |
| ન્ન | ન્ય | પ્ર | પ્રૂ | પ્ત | પ્ન | પ્ય | ફ્ર |
| બર | બદ | બય | ભર | ભય | મર ર્ય* | હમ | મય |
| બ્ર | બ્દ | બ્ય | ભ્ર | ભ્ય | મ્ર | હ્મ | મ્ય |
| લલ | લય | વય | વર | શર | શચ | શવ | સતર |
| લ્લ | લ્ય | વ્ય | વ્ર | શ્ર | શ્ચ | શ્વ | સ્ત્ર |

* એ અક્ષરની સાથે ય વિના બીજો કોઇબી અક્ષર જોડવો પડે તો ર્ક, ર્મ, ર્વ, આ પ્રમાણે તેનાં માથા ઉપર (ર્) નિશાન કાહાડવી. એને રેફ કરીને કહેછે.

## પાઠ ૧.

# એક અક્ષરના શબ્દો

| | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|
| હું | ન | છી | આ | મા | કે | તું | |
| હા | થુ | એ | બા | બી | તે | ના | |
| ફુ | ખા | પી | સુ | જે | જી | ગા | |
| હો | રે | જા | બે | પૈ | પા | જુ | |
| ખૈ | થા | છ | ઓ | પી | ઘો | રૂ | |
| લે | શો | સું | હુ | છે | જો | હું | વા |

---

### એક અક્ષરનાં વાક્યો.

એ શું છે?
એ ઘી છે.
તે શું છે?
તે રૂ છે.
મા તું ઘી લે.
બા તું ખા.
જો તે શું છે.
હા, તું એ લે.
ખા ને પી.
બા, તું જોની.

જે છે તે તું લે બા.
તું છે ને તે છે.
તું જાની.
મા તું તે પીજા.
જો તે છે કે.
તું જા ને જો.
જે છે તે એ.
જી, એ છી છે.
હું, તું કે તે?
તું છે કે તે?

જા, જો તે છે?
તું પી લે.
મા, તું ખા ને સુ.
તું બે પૈ લે.
બા તું ના જા.
બે જુ.
તું થા.
બસેં ને છસેં.
તું ધો.

---

# પાઠ ૨.

## બે અક્ષરના અકાર શબ્દો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| તક | કચ | ખણ | પદ | દર | ભવ |
| ફક | પચ | ગણ | બદ | ધર | ધસ |
| શક | ચટ | જણ | વદ | નર | ચસ |
| હક | ટટ | પણ | હદ | ફર | ઠસ |
| નખ | પટ | સણ | મધ | મર | તસ |
| ભખ | બટ | ખત | વધ | વર | દસ |
| ખખ | ભટ | ગત | કફ | કલ | બસ |
| લખ | હટ | છત | ડફ | ચપ | મશ |
| જગ | ઠઠ | જત | ગમ | તલ | રસ |
| ઠગ | પઠ | મત | જમ | દલ | વશ |
| ડગ | મઠ | લત | દમ | નળ | |
| ઢગ | ઘડ | સત | રમ | પળ | |
| પગ | જડ | નથ | કર | ફલ | |
| મગ | રડ | રથ | ઘર | જવ | |
| વગ | કણ | કદ | તર | દવ | |

---

## વાકીય.

ખરો હક. ઘરનું ખત. દમ લેવો.
સારી તક. ખરૂં મત. ગમ ખાવો.
રાજાની રાણી. ભુંડી લત. કામ કર.
ભુંડો લખ. મોતીની નથ. ઘેર જા.
બે પગ. ઘોડાનો રથ. નર માદા.

કાળા મગ.
ભારે ઠઠ.
વધ ઘટ.
મીઠું મધ.
તીણાં નખ.
ચાર ગજ.
ભટ પડી.
તરે તે ડુબે.
ખણે તે પડે

ઊંચું કદ.
શુદ ને વદ.
એકદમ.
કીડીનું દર.
વાડીની હદ.
ખરો જસ.
કેરીનો રસ.
છરી ઘસ.
ઊઠ બેસ.

પાછો ફર.
ડુબી મર.
વર રાજો.
પેટીની કળ.
મોરીનો નળ.
ઘડી પળ.
તાજું ફળ.

---

## પાઠ ૩.

### બે અક્ષરના આકાર શબ્દો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| આગ | ચાટ | તાર | પાક | ભાવ | વાર |
| આજ | ચાર | તાવ | પાજ | માપ | વાલ |
| આઠ | જાત | થાક | પાટ | માફ | વાસ |
| આપ | ઝાડ | થાગ | પાઠ | માર | સાક |
| આર | ઝાખ | દાલ | પાપ | માલ | સાગ |
| આવ | ઝાલ | દાવ | પાર | માસ | સાંજ |
| કાચ | ઠાઠ | દાસ | બાદ | રાખ | સાફ |
| કાજ | ઠામ | ધાક | બાપ | રાગ | સાર |
| કાટ | ઠાર | નાક | બાફ | લાડ | સાલ |
| કાળ | ડાગ | નાગ | બાર | લાત | હાક |
| ખાક | ડાળ | નાચ | બાલ | લાલ | |
| ખાર | ઢાળ | નાથ | ભાગ | લાવ | |
| ગાળ | તાજ | નામ | ભાટ | વાઘ | |
| ઘાસ | તાણ | નાર | ભાત | વાટ | |
| ચાખ | તાપ. | નારા | ભાર | વાત | |

## વાક્ય.

| | | |
|---|---|---|
| આગ લાગી. | શોનાનું તાજ. | ખાદ ખાધી. |
| આજ કાલ. | પાણીની તાણ. | મા બાપ. |
| આઠ આંનાં. | હીરાની ખાણ. | પાણીનો બાફ. |
| આપ લે. | રૂનો તાર. | બાર માસ. |
| આર પાર. | દાલ ભાત. | ચાર ભાગ. |
| આવ જાવ. | બાપનો ધાક. | મોંઘો ભાવ. |
| કાચની બારી. | કાળો નાગ. | સારો રાગ. |
| કામ કાજ. | સારો નાચ. | લાલ બાગ. |
| ઘરનો કાટ. | સાચ ને આંચ. | માલનું મૂલ. |
| સુરો ખાર. | તારૂં નામ. | લાત માર. |
| ગોરા ગાલ. | ધણીનો પાક. | વાત ચીત. |
| ચાર જાત. | ગતી પાજ. | સાત વાર. |
| ઝાડની ડાળ. | ટૂંકો પાઠ. | સાક ભાજી. |
| ઠારે ઠાર. | પાપી નર. | |
| કાળો ડાગ. | | |

## પાઠ ૪.

### બે અક્ષરના ઇકાર શબ્દો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઇદ | ચિક | જીન | દિન | ફીત | લીદ |
| ઇરા | ચીજ | જીભ | દીપ | બીજ | લીપ |
| ઇસ | ચીર | જીવ | દિશા | બિન | વિજ |
| કીટ | છીંક | ઝીત | નીખ | ભિખ | વીર |
| ખીણ | છીંટ | ઢીલ | નીચ | ભીડ | વીસ |
| ખીર | છીટ | તીર | પીંપ | ભીત | શીપ |
| ગીત | છીત | તીલ | ફીણ | ગીરૂં | સીમ |

# પાઠ ૫.

## બે અક્ષરના ઉકાર સબ્દો.

| | | | | | |
|---|---|---|---|---|---|
| ઉમ | ખુટ | છુટ | દુમ | ફુગ | મૂળ |
| ઉઠ | ખુણ | જુગ | દુર | ફુલ | રૂખ |
| ઉન | ગુણ | તુટ | નુર | બુક | રૂત |
| કુખ | ગુંમ | થુક | પુછ | ભુલ | રૂપ |
| કુચ | ચુક | દુઃખ | પુર | મુખ | સુખ |
| કુટ | ચુપ | દૂત | પૂંલ | મુછ | |
| કુદ | ચુસ | દુધ | ફુંક | મૂઠ | |

---

### વાક્યો.

| | | |
|---|---|---|
| ચોખાની ખીર. | કુદી પડવું. | ભુલી ગયો. |
| દારૂનું પીપ. | પાણીની ખુટ | ચુક પડી. |
| ઘોડાની લીદ. | નાણાની છુટ. | દુખ દીધું. |
| રૂપેરી કીત. | કેરી ચુસ. | ભુખ ભાગી. |
| બે ગજ છીંટ. | સાકની ભીડ. | ચંડી રૂત. |
| હાર જીત. | ગાજ વિજ. | સારૂં રૂપ. |
| સારાં ગીત. | વીસ જીવ. | ભાઇનું સુખ. |
| ચોખાની ગુણ. | નીચ નારી. | પીળું ફુલ. |
| ઉઠ બેસ. | હીરાની વિંટી. | ગાએનું દુધ. |
| કુંચી આપો. | પાણીની લીલ. | |

---

# પાઠ ૬.

## એ ઐ ઓ ઔ.

| | | | | | |
|---|---|---|---|---|---|
| એક | ટેવ | ભેટ | સેવ | કોર | ટોપ |
| એડ | ઠેઠ | ભેદ | સેસ | કોસ | ઠોક |
| કેદ | ઠેસ | મેખ | હેત | ખોટ | ડોક |
| કેફ | તેજ | મેજ | હેમ | ખોડ | તોપ |
| કેસ | તેર | વેઠ | હેલ | ગોળ | તોલ |
| ખેપ | તેલ | રેલ | પૈસા | ગોરા | દોડ |
| ખેર | દેર | રેસ | પૈડું | ચોક | ઘોલ |
| ખેસ | દેરા | લેખ | ઓક | ચોટ | નોલ |
| ચેપ | નેક | લેપ | ઓટ | ચોર | પોત |
| છેક | પેચ | વેર | ઓસ | જોગ | ફોક |
| છેલ | પેટ | વેસ | કોચ | સોંગ | ફોજ |
| જેટ | પેર | સેઠ | કોટ | જોડ | બોજ |
| ઝેર | ફેર | સેખ | કોઢ | જોત | ચૌટો |
| ટેક | બેટ | સેર | કોણ | જોરા | પૌવા |

---

### વાક્યો.

એક કેરી. એક સેર તેલ. પાકો ચોર.

છેક ગયો. ખાલી વેઠ. ખોટો તોળ.

નેક વાત. ભેદની વાત. ચોક પુરો.

ધોળા કેસ. ભેટ લેવી. ઘોડાની દોડ.

રાતો ખેસ. આંસુની રેલ. ગોળ દડો.

બીજી બેપ. બાપનું હેત. જુડો ઢોંગ.
દારૂની કેફ. પૈડાંની વાટ. દીવાની જોત.
સાપનું ઝેર. પૈસાનાં બોર. ઝીણુ પોત.
દેશ તેવો વેશ. પાંણીની ઓટ. ચોરે ગયો.
વહુને સેસ. સાડીની કોર. પૌવા ખાધા.
ભુંડી ટેવ. ભાજાંની જોડ.

---

## પાઠ ૭.

### અંક.

| | | |
|---|---|---|
| ૧ એક. | ૧૫ પંદર. | ૨૯ ઓગણત્રીસ. |
| ૨ બે. | ૧૬ સોળ. | ૩૦ ત્રીસ. |
| ૩ ત્રણ. | ૧૭ સત્તર. | ૩૧ એકત્રીસ. |
| ૪ ચાર. | ૧૮ અઢાર. | ૩૨ બત્રીસ. |
| ૫ પાંચ. | ૧૯ ઓગણીસ. | ૩૩ તેત્રીસ. |
| ૬ છ. | ૨૦ વીસ. | ૩૪ ચોત્રીસ. |
| ૭ સાત. | ૨૧ એકવીસ. | ૩૫ પાંત્રીસ. |
| ૮ આઠ. | ૨૨ બાવીસ. | ૩૬ છત્રીસ. |
| ૯ નવ. | ૨૩ તેવીસ. | ૩૭ સાડત્રીસ. |
| ૧૦ દશ. | ૨૪ ચોવીસ. | ૩૮ આડત્રીસ. |
| ૧૧ અગીઆર. | ૨૫ પચીસ. | ૩૯ ઓગણચાળીસ |
| ૧૨ બાર. | ૨૬ છવીસ. | ૪૦ ચાળીસ. |
| ૧૩ તેર. | ૨૭ સત્તાવીસ. | ૪૧ એકતાળીસ. |
| ૧૪ ચૌદ. | ૨૮ અઠાવીસ. | ૪૨ બેતાળીસ. |

૪૩ તેંતાળીસ.
૪૪ ચુંમાળીસ.
૪૫ પિસ્તાળીસ.
૪૬ છેંતાળીસ.
૪૭ સુડતાળીસ.
૪૮ ઉડતાળીસ.
૪૯ ઓગણપચાસ.
૫૦ પચાસ.
૫૧ એકાવન.
૫૨ બાવન.
૫૩ ત્રેપન.
૫૪ ચોપન.
૫૫ પંચાવન.
૫૬ છપ્પન.
૫૭ સત્તાવન.
૫૮ અઠાવન.
૫૯ ઓગણસાઠ.
૬૦ સાઠ.
૬૧ એકસેઠ.
૬૨ બાસેઠ.
૬૩ ત્રેસેઠ.

૬૪ ચોસેઠ.
૬૫ પાંસેઠ.
૬૬ છાસેઠ.
૬૭ સડસેઠ.
૬૮ અડસેઠ
૬૯ ઓગણોતેર.
૭૦ સિત્તેર.
૭૧ એકોતેર.
૭૨ બોંતેર.
૭૩ તોહોતેર.
૭૪ ચુંમોતેર.
૭૫ પંચોતેર.
૭૬ છોંતેર.
૭૭ સિતોતેર.
૭૮ ઇઠોતેર.
૭૯ ઓગણએંસી.
૮૦ હેંસી
૮૧ એક્યાસી.
૮૨ બ્યાસી.
૮૩ ત્યાસી.
૮૪ ચોર્યાસી.

૮૫ પંચ્યાસી.
૮૬ છયાસી.
૮૭ સત્યાસી.
૮૮ અઠ્યાસી.
૮૯ નેવ્યાસી.
૯૦ નેવું.
૯૧ એકાંણું.
૯૨ બાંણું.
૯૩ ત્રાંણું.
૯૪ ચોરાણું.
૯૫ પંચાંણું.
૯૬ છન્નું.
૯૭ સતાંણું
૯૮ અઠાંણું.
૯૯ નવ્વાણું.
૧૦૦ સો.
૧૦૦૦ હજાર.
૧૦૦૦૦ દસ હજાર.
૧૦૦૦૦૦ લાખ.
૧૦૦૦૦૦૦ દસ લાખ.
૧૦૦૦૦૦૦૦ કરોડ.

# પાઠ ૮

## આનુક્રમ.

| | | |
|---|---|---|
| ૧ લું પેહેલું. | ૧૦ મું દશમું | ૧૯ મું ઓગણીશમું. |
| ૨ જું બીજું. | ૧૧ મું અગીઆરમું. | ૨૦ મું વીસમું. |
| ૩ જું ત્રીજું. | ૧૨ મું બારમું. | એકવડું. |
| ૪ થું ચોથું. | ૧૩ મું તેરમું. | બેવડું. |
| ૫ મું પાંચમું. | ૧૪ મું ચૌદમું. | ત્રણગણું. |
| ૬ ઠું છઠું. | ૧૫ મું પંદરમું. | ચોગણું. |
| ૭ મું સાતમું. | ૧૬ મું સોળમું. | પાંચગણું. |
| ૮ મું આઠમું. | ૧૭ મું સતરમું. | છગણું. |
| ૯ મું નવમું. | ૧૮ મું અઢારમું. | |

---

## પક્ષીનાં નામ.

| | | | |
|---|---|---|---|
| કબુતર. | ચકલી. | બગલો. | વાગળું. |
| કાકાટોઓ. | ટરકી. | બુલબુલ. | સમડી. |
| કાગડો. | તિતર. | મરઘો. | હંસ. |
| કોયલ. | નુરી. | મેના. | |
| ગીદ. | પોપટ. | મોર. | |
| ઘુઅડ. | બતક. | સાકરો. | |

---

## ચોપગાં જનાવરોનાં નામ.

| | | | | |
|---|---|---|---|---|
| ઊંટ. | ગાય. | ડુક્કર. | ભેંસ. | સાંઢણી. |
| ઊંદર. | ગેંડો. | તરસ. | મેંઢું. | સાબર. |
| કુતરૂં. | ગોધો. | નોળીઓ. | વાછરડો. | સિંહ. |

| | | | | |
|---|---|---|---|---|
| કોહોલું. | ઘલોડી. | પાડો. | રીંછ. | શિયાળ. |
| ખચ્ચર. | ગેડો. | બકરો. | વરૂ. | સસલો. |
| ખલડી. | ઘોડો. | બિલાડી. | વાઘ. | હાથી. |
| ગધેડું. | ચિત્તો. | બળદ. | વાંદરો. | હરણ. |

---

## પેટે ચાલનારાં તથા ઝીણાં જનાવરો.

| | | | | |
|---|---|---|---|---|
| નાગ. | માકર. | જુ. | કરોળીઓ. | કીડી. |
| સાપ. | ચાંચર. | જળો. | એએર. | મકોડો. |
| વિછુ. | મચ્છર. | કાનખજુરો. | કિલ્લું. | મધમાખ. |

---

## પાઠ ૯.

### ઝાડોનાં નામ.



| | | | |
|---|---|---|---|
| આંબો. | દાડમરી. | પીપડો. | વડ. |
| આમલી. | તાડ. | ફણસ. | સાગ. |
| ખજુરી. | દેવદાર. | બાવળ. | સીસમ. |
| બોર. | નારીએળી. | ભિડી. | સોપારી. |

---

## તરકારીનાં નામ.

| | | | | |
|---|---|---|---|---|
| કેટોલું. | ચોળી | દોધી. | ભિડાં. | વેંગણાં. |
| કાકડી. | અલુખડાં. | પેટેટા. | મુળા. | સકરકંદ. |
| કાંદા. | ગાજર. | હોલકોલ. | મોગરી. | સલગમ. |
| કારેલું. | ગુવારસીંગ. | ચકુંદર. | રતાલુકંદ. | સુરણ. |
| કોબી. | ચોધારીસીંગ. | ફરેચબીન. | ગરમું. | શાલીટ. |
| કોહોરૂં. | તુરીઆં. | પાપડી. | વાલોર. | |



## મેવો.

| | | | |
|---|---|---|---|
| અખરોટ. | કેળા. | તડબુચ. | પપેનાસ. |
| અંજીર. | ખરબુચું. | દરાખ. | ફાળસાં. |
| અંકુસ. | ચાંપા. | દાડમ. | રામફળ. |
| અનીનાસ. | ચારોલી. | નારંગી. | બદામ. |
| આલુ. | ચીભડું. | પેર. | લીંબુ. |
| કિસમીસ. | જમરૂખ. | પસતાં. | |
| કેરી. | જાંબુ. | પપાંઈ. | |

## ફુલ.



| | | | |
|---|---|---|---|
| કરણ. | ગેટો. | ચંપેલી. | મોઘરાં. |
| કેવરો. | ગુલમોહોર. | ગોલાબ. | પારવતી. |
| ગુલછડી. | ગુલાલા. | સેવતી. | |

## પાઠ ૧૦.

### મસાલો.

| | | | | |
|---|---|---|---|---|
| અજમો. | જાયફળ. | તજ. | રાઈ. | સુંઠ. |
| એળચી. | જાવંત્રી. | ધાણા. | લવંગ. | |
| કેસર. | જીરૂં. | મરી. | સુવા. | |

| | | |
|---|---|---|
| આદું | કોથમીર. | લસણ. |
| આમલી. | મરચાં. | કાંદા. |

### દાણો.

| | | | | |
|---|---|---|---|---|
| અડદ. | ચોખા. | તુઆર. | મગ. | વટાણા. |
| ઘઊં. | જવ. | બાજરી. | મઠ. | વાલ. |
| ચણા. | જુવાર. | મકાઈ. | મસુર. | દાલ. |

### ધાતુ.

| | | | |
|---|---|---|---|
| કથીલ. | જસત. | પિત્તળ. | સીસું. |
| કલઈ. | ત્રાંબું. | રૂપું. | સોનું. |
| કાંસું. | પારો. | લોઢું. | |

### ઘરેણાં.

| | | | |
|---|---|---|---|
| આડ શીઆં. | ચીતળ. | મોર. | વેળ. |
| એરીંગ. | ચોકડાં. | લાકીટ. | સાંકરાં. |
| કડી. | તોરા. | લુનક. | સાંકળી. |
| કલ્લાં. | નથ. | વાંક. | હાંસલી. |
| કંદોરો. | પાટલી. | રાખીફુલ. | હાર. |
| કાંટલી. | આંગઠી. | વાળા. | |
| ઘુઘરી. | બાલી. | વિંટી. | |

## પાઠ ૧૧.

### ઝવેરાત.

| | | | |
|---|---|---|---|
| પિરોજો. | માણેક. | લસણીઓ. | હીરો. |
| પોખરાજ. | મોતી. | લાલ. | |

### કાપડ.

| રેશમી. | | સુતરાઉ. | |
|---|---|---|---|
| અસેગો. | ગીગમ. | લાંગકલાથ. | મલમલ. |
| ઘાટ. | સાટીન. | જગનાથી. | આગાબાનુ. |
| કિનખાબ. | પિલાંઉ. | સાટીન. | નેટ. |
| ગાજ. | ઘાટપોટ. | છીંટ. | માદરપાટ. |
| પાજ. | મશરૂ. | દોરીઓ. | બાસ્તો. |
| | | સેનો. | ડીમટી. |

## સુતરાઉ તથા રેશમી કપડાં.

| | | | |
|---|---|---|---|
| અંગરખો. | સુરવાલ. | મછરદાની. | ઈજાર. |
| ટુવાલ. | ચાદર. | જામો. | ઝભલું. |
| સુજની. | માથાંબાંધણું. | લેંગો. | ચોળી. |
| કાછો. | સદરો. | ટોપી. | કાંચળી. |
| ગલેફ. | પિછોડી. | સાડી. | રૂમાલ. |
| મોજાં. | બનીઆન. | ડગલો. | પેટી. |

---

## પાઠ. ૧૨.

### રંગ.

| | | | |
|---|---|---|---|
| આતસીઆ. | કિરમજી. | પિળો. | સફેદ. |
| આસમાની. | કંપીલો. | રાતો. | ભુરો. |
| ઉજળો. | ગોલાબી. | લાલ. | આબાસી. |
| કાળો. | જાંબુડો. | લીલો. | ચંડુલો. |

---

### મિઠાઈ.

| | | | |
|---|---|---|---|
| બરફી. | મેસુર | ચણાપાપડી. | સાકરીઆદાણા. |
| પેંડા. | કોપરાંપાક. | લાડવો. | નાનખતાઈ. |
| હલવો. | સુવાપાક. | સુતરફેણી. | ઘેવર. |
| માવો. | ગુંદરપાક. | લવડી. | શીંગર. |
| જલેબી. | ગોળપાપડી. | એળચીદાણા. | ખાજું. |

---

## ઘરસંસારનો સામાન.

| | | | |
|---|---|---|---|
| આરસી. | ટેબલ | માંચી. | ઝુમર. |
| ઝોળી. | ઢોલકી. | ફાનસ. | ઘડીઆળ. |
| પલંગ. | પેટારો. | પાટલો. | પારણું. |
| તરાઈ. | કોચ. | પેટી. | વાણો. |
| ખાટલો. | ખુરસી. | દિવી. | કબાટ. |

---

# પાઠ ૧૩.

## વાસણ.

| | | | |
|---|---|---|---|
| આફરગાનીયુ. | કોડીઉં. | ચમચ. | પીગાણી. |
| કળશિઆ. | કોઠી. | ચુલીઓ. | ફુલીઉં. |
| કળેડું. | ખમણી. | છરી. | બગાણું. |
| કઢાઇ. | ખુમચો. | તસ. | બોઘાઉં. |
| કિટલી. | ગાગર. | તવાથો. | માટલું. |
| કાંટો. | ઝીલ. | તપેલું. | રકાબી. |
| કુજો. | ઘડો. | તરાંમરી. | લોહોડી. |
| કાંસીઓ. | ચાળણી. | પેણો. | લંગરી. |
| કથરોટ. | ચીપીઓ. | થાળી. | વાટું. |
| કડછી. | ચમચો. | દેગડી. | વેલણ. |
| આરણી | સીક. | ગળેલ. | કોડીઉં. |
| સુપડું. | | | ચાકું. |

---

## ધંધો રોજગાર.

| | | | |
|---|---|---|---|
| કડીઆ. | ખાટકી. | નાનાવટી. | લુહાર. |
| કંદોઈ. | ખેડુત. | નેસ્તી. | વણકર. |
| કરાણી. | ગવલી. | પસ્તાગીઆ. | વૈદ. |
| કંસારો. | ગાંચી. | ભાભરભુજો. | વપારી. |
| કલાલ. | ઘાંચી. | મુનશી. | વાણોતર. |
| કરાઈ. | ચિકનદોજ. | મેહેતો. | સરાફ. |
| કસાઇ. | જમીનદાર. | મસાળ. | સિપાઇ. |
| કાપડીઆ. | તંબોલી. | મજુર. | સુથાર. |
| કિલીદાર | તેલી. | માછી. | સોદાગર. |
| કુંભાર. | દરજી. | માળી | હમાલ. |
| કોળી. | દલાલ. | મોચી. | રંગરેજ. |
| ખલાસી. | ધોબી. | જાદુગર. | સોની. |

---

## પાઠ ૧૪.

### માલ અથવા વેપારની જીનસો.

| | | | |
|---|---|---|---|
| આતર. | ખાંડ. | દોરડાં. | સાકર. |
| અફીણ. | ગંધક | નિમક. | સાબુ. |
| અળસી. | ગુલાબ. | નેતર. | શાલ. |
| એરંડીઉ. | ગોળ. | પારો. | શિંગડાં. |
| ઊન. | ઘી. | બીલોરકામ. | સિંદુર. |
| કપુર. | ચાહ. | મજીઠ. | સુખડ. |

| | | | |
|---|---|---|---|
| કસ્તુરી. | ચાંમડાં. | મીણ. | પાન. |
| કાગળ. | ચાંદી. | મોતી. | સુતર. |
| કાફી (ઝુંન.) | ચીનીકામ. | રાઈ. | સોપારી. |
| કિનખાબ. | છીંટ. | રૂ. | સુરોખાર. |
| કેરાર. | તંબાકુ. | રેશમ. | હાથીદાંત. |
| કોપરેલ. | તાર. | લાખ. | હિંગ. |
| કોલસો. | તેલ. | સણ. | હિંગળો. |
| ખજુર. | દારૂ. | સરકો. | ફટકી. |
| | | | સુંઠ. |

## પાઠ ૧૫.

### પૃથ્વીના દેશો.

| | | | |
|---|---|---|---|
| યુરોપ. | ઈરાંન. | બંગાળ. | કાઠીઆવાડ. |
| એશિયા. | કાબૂલ. | બાહાર. | કચ્છ. |
| આફ્રિકા. | તુર્કસ્તાન. | આઉદ. | ખાનદેશ. |
| અમેરિકા. | અફગાનસ્તાન. | અજમેર. | બીરાર. |
| ઈંગ્લાંડ. | હિંદુસ્તાન. | માઈસોર. | માલવાંન. |
| ફ્રાન્સ. | કાશ્મીર. | સિંધ. | કરનાટક. |
| ચીન. | પંજાબ. | ગુજરાત. | મલબાર. |

### શોહેરો.

| | | | |
|---|---|---|---|
| કલકત્તા. | પુણ્ં. | લાહોર. | બોખારા. |
| મધરાજ. | શોલાપુર. | આગ્રા. | કેરમાંન. |
| મુંબઈ. | ઔરંગાબાદ. | લકનો. | તેહેરાન. |

| | | | |
|---|---|---|---|
| અમદાવાદ. | હૈદરાબાદ. | પટણા. | ઈસ્ફાહાંન. |
| ભરૂચ. | દોલતાબાદ. | કાશી. | શિરાજ. |
| સુરત. | અલાહાબાદ. | નાસક. | બુશેહેર. |
| નોસારી | બીજાપુર. | મુલતાંન. | પેકિન. |
| ખંભાત. | નાગપોર. | ગોવાલીઅર. | કનતાંન. |
| વડોદરૂં. | અેહમદનગર. | ઉજ્જન. | મકાઉ. |
| દમણ. | ઈનદોર. | મક્કા. | લંડન. |
| ઉદેપોર. | દિલ્હી. | જદદા. | પેરીસ. |

## પાઠ ૧૬.

### નદીઓ.

| | | | |
|---|---|---|---|
| ઈનડસ. | ગોદાવરી. | નર્મદા. | સતલજ. |
| કાવેરી. | ચિનાબ. | માહી. | સાબરમતી. |
| કૃષ્ણા. | જમના. | માહાનદી. | બિયા. |
| ગંગા. | તાપી. | રાવી. | ઝેલમ. |

### આઠે દશા.

| | | | |
|---|---|---|---|
| ઉગમણ. | ઓત્તર. | અગની ખુણો. | નૈરૂત. |
| આથમણ. | દખણ. | ઈશાન. | વાવ્ય. |

### પારશીના મહીના.

| | | |
|---|---|---|
| ફરવરદીન. | અમરદાદ. | આદર. |
| અર્દિબેહસ્ત. | શેહરીવર. | દએ. |
| ખુર્દાદ. | મેહર. | બેહમન. |
| તીર. | આંવાં. | સ્પન્દાર. |

# પાઠ ૧૭.

## પારસીના તીસે રોજ.

| | | |
|---|---|---|
| ૧ આહુર્મજદ. | ૧૧ ખુરશીદ. | ૨૧ મીનોરામ. |
| ૨ બેહમન. | ૧૨ માહોર. | ૨૨ ગોવાદ. |
| ૩ અર્દીબેહસ્ત. | ૧૩ તીર. | ૨૩ દએપદીન. |
| ૪ શેહરીવર. | ૧૪ ગોશ. | ૨૪ દીન. |
| ૫ સ્પન્દાર. | ૧૫ દએપમેહર. | ૨૫ આર્શીસંગ. |
| ૬ ખુર્દાદ. | ૧૬ મેહર. | ૨૬ આસ્તાદ. |
| ૭ અમર્દાદ. | ૧૭ સરઓષો. | ૨૭ આસ્માન. |
| ૮ દએપઆદર. | ૧૮ રશ્ને. | ૨૮ જમીયાદ. |
| ૯ આદર. | ૧૯ ફ્રવરદીન. | ૨૯ મારાસ્પન્દ. |
| ૧૦ આંવાં. | ૨૦ બેહરાંમ. | ૩૦ અનીરાંન. |

---

## અંગ્રેજી મહીના.

| | દિવસ. | | દિવસ. |
|---|---|---|---|
| ૧ જાનેવારી. | ૩૧ | ૭ જુલાઈ. | ૩૧ |
| ૨ ફેબ્રુવારી. | ૨૮ | ૮ આગસ્ટ. | ૩૧ |
| ૩ માર્ચ. | ૩૧ | ૯ સપટેમબર. | ૩૦ |
| ૪ એપ્રિલ. | ૩૦ | ૧૦ અકટોબર. | ૩૧ |
| ૫ મેઅ. | ૩૧ | ૧૧ નવેમબર. | ૩૦ |
| ૬ જુન. | ૩૦ | ૧૨ ડીશેમબર. | ૩૧ |

# પાઠ ૧૮.

## હીંદુના મહીના.

| (શિયાળો.) | (ઉન્હાળો.) | (ચોમાસું.) |
|---|---|---|
| ૧ કારતક. | ૫ ફાગણ. | ૯ આષાડ. |
| ૨ માગસર. | ૬ ચૈતર. | ૧૦ શ્રાવણ. |
| ૩ પોશ. | ૭ વૈશાખ. | ૧૧ ભાદરવો. |
| ૪ માહા. | ૮ જેઠ. | ૧૨ આસો. |

---

## અઠવાડીઆના વાર.

| | |
|---|---|
| ૧ રવી. | ૫ બ્રહસ્પત. |
| ૨ સોમ. | ૬ શુક્ર. |
| ૩ મંગળ. | ૭ શની. |
| ૪ બુધ. | |

---

## તેહેવારનાં નામ.

| | | | |
|---|---|---|---|
| મુકતાત. | દસેરા. | ગોકળઆઠમ. | બકરીઈદ. |
| પતેતી. | દિવાસો. | નાગપાંચમ. | મોહોરમ. |
| નોરોજ. | હોળી. | ગોવાલીઆ અ- | રમજાન. |
| ગહંબાર. | શંકરાંત. | ગીઆરસ. | નાતાલ. |
| બળેવ. | વસંત પંચમી. | ગણેશચોથ. | ક્રીસમીસ. |
| દિવાળી. | રામનવમી. | ઉતરાંણ. | |

---

# પાઠ ૧૯.

## હિસાબ.

| | | | |
|---|---|---|---|
| અંક. | ગુણાકાર. | ત્રિરાશી. | દશાંશ. |
| સરવાળો. | ભાગાકાર. | પંચરાશી. | બીજગણિત. |
| બાદબાકી. | ભાંજણી. | અપૂર્ણાંક. | ભૂમિતિ. |

## કોષ્ટક

| | | | | |
|---|---|---|---|---|
| કેસ. | પોણો. | નવટાંક. | કરો. | અઠવાડીઉં. |
| દમડી. | રૂપીઓ. | પાશેર. | આંગળ. | પખવાડીઉં. |
| અડધી. | મોહોર. | અશેર. | તસુ. | માસ. |
| ડોહોડિઉં. | રતી. | સેર. | ગજ. | વર્ષ. |
| પૈસો. | વાલ. | મણ. | પળ. | દાયકો. |
| આનો. | ચવ. | ખાંડી. | ઘડી. | સદી. |
| પાવલો. | માસો. | ટાંપરી. | પોહોર. | |
| અડધો. | તોલો. | પાએલી. | દિવસ. | |

## વ્યાકરણ.

| | | | |
|---|---|---|---|
| સ્વર. | ક્રિયાપદ. | સર્વનામ. | પુલ્લિંગ. |
| વ્યંજન. | વર્તમાન કાળ. | અવ્યય. | સ્ત્રીલીંગ. |
| નામ. | ભુત કાળ. | એકવચન. | નપુંસકલીંગ. |
| વિશેષણ. | ભવિષ્ય કાળ. | બહુવચન. | વિભક્તિ. |

# પાઠ ૨૦.

## ઇંદ્રિઓ.

| | |
|---|---|
| ૧ જોવું. | આંખ. |
| ૨ સુંઘવું. | નાક. |
| ૩ લાગવું. | શરીર. |
| ૪ ચાખવું. | જીભ. |
| ૫ સાંભળવું. | કાન. |

| | | | |
|---|---|---|---|
| સ્વાદ. | ખારૂં. | પારદર્શક. | ઝાંખું. |
| મિઠું. | તિખું. | અપારદર્શક. | પ્રવાહી. |
| ખાટું. | ખટમિઠું. | ચળકતું. | અપ્રવાહી. |
| કડવું. | ખારળચકું. | ભારે. | લીલું. |
| નક્કર. | લીસું. | ઊનું. | સુકું. |
| નરમ. | હલકું. | ઠંડું. | |

## ચોપડી.

| | | | |
|---|---|---|---|
| પુઠું. | શબ્દ. | લીટી. | આરંભ. |
| કાગળ. | અક્ષર. | હાંશીઓ. | સમાપ્ત. |
| પાના. | ચિન્હ. | દિવાગો. | |
| આંકડા. | વાક્ય. | સાંકળીઓ. | |

## વનસ્પતિ.

| | | | |
|---|---|---|---|
| ઝાડ. | પાતરાં. | છાલ. | ઠળીઓ. |
| છોડવો. | કલમ. | રસ. | કણસું. |
| મૂળીઆં. | કળી. | ગર. | દાણા. |
| ડાળ. | ફુલ. | રેસો. | |
| થડ. | બી. | | |

## પાણી.

| | | | |
|---|---|---|---|
| આફ. | મોજો. | મહાસાગર. | ફગાં. |
| વરાળ. | ઝરો. | નહેર. | વાદળાં. |
| બરફ. | નદી. | તળાવ. | દવ. |
| હવા. | દરીઓ. | સરોવર. | ઝાકળ. |
| પવન. | સમુદ્ર. | વરસાદ. | ધુમસ. |

---

## પાઠ ૨૧.

### માણસનાં શરીરને લગતા શબ્દો.

| | | | | રોગ. |
|---|---|---|---|---|
| માથું. | જનકાં. | થાપો. | ગુદો. | તાપ. |
| ભેજું. | ચોટલી. | ગુરણ. | તલ્લી. | સનેપાત. |
| કપાળ. | ગળું. | હાથ. | કલેજું. | લકવો. |
| આંખ. | ગરદન. | કાખ. | ફેફસું. | અર્ધ. |
| ભવાં. | બોચી. | કોણી. | ઓઝરી. | ખુજળી. |
| પાંપણ. | ડોકું. | કાંડું. | આંતરડું. | કોહોડ. |
| કીકી. | ડાચું. | પગ. | માસ. | જળંદર. |
| મોહોડું. | ધડ. | નળો. | હાડકું. | શિતળા. |
| તાળક. | છાતી. | ઘુંટી. | ચામડું. | ગોવરૂં. |
| હોઠ. | ખભું. | એડી. | પિત્તો. | કમળો. |
| દાંત. | પીઠ. | હથેલી. | ઊધ. | આંકડાં. |
| દાઢ. | બગડો. | પંજો. | આંસુ. | ઓકારી. |
| જીભ. | કમ્મર. | આંગળાં. | પસીનો. | પિત્ત. |
| ગાલ. | કેડ. | અંગોઠો. | લોહી. | મોરચો. |

| | | | | |
|---|---|---|---|---|
| નાંક. | કુખ | પોંહોંચો. | થુક. | અજીરણ. |
| નસકોરૂં | પાંસળાં | મુઠી. | છીંક. | વાઈ. |
| કાંન. | પીરૂ. | નાડી. | નીટ. | દમ. |
| દાઢી. | પેટ. | રગ. | નખ. | ઠાંસો. |
| થેભીઆ. | જાંગ. | નસ. | બગલ. | દરાઝ. |
| મુછ. | ટાંગ. | દિલ. | કાતરા. | વાળો. |

## પાઠ ૨૨.

### જુદી જુદી નાત અથવા કોંમ.

| | | | |
|---|---|---|---|
| પારસી. | હિંદુ. | મુસલમાન. | અંગ્રેજ. |
| શેનશાહી. | બ્રાહ્મણ. | મોગલ. | ફીરંગી. |
| કદમી. | ક્ષત્રી. | આરબ. | ઈઆહુદી. |
| દસ્તુર. | વાંણીઆ. | વોરા. | ઈસ્રાયલ. |
| મોબેદ. | ભાટીઆ. | ખોજા. | આરમાની. |
| બેહેદીન. | લુહાણા. | મેમન. | |

### સગાઈ.

| | | | |
|---|---|---|---|
| બાપ. | મા. | માટી. | બઈઅર. |
| બપાવો. | બપાઈ. | સસરો. | સાસુ. |
| મમાવો. | મમાઈ. | જમાઈ. | વહુ. |
| કાકો. | કાકી. | વેહેવાઈ. | વેહેવાંણ. |
| મામો. | મામી. | સાળો. | સાળી. |
| માસો. | માસી. | દેર. | દેરાણી. |
| ફુઓ. | ફુઈ. | જેઠ. | જેઠાણી. |
| છોકરો. | છોકરી. | બનેવી. | બેહેન. |
| ભાઈ. | ભોજાઈ. | | |
| ભત્રિજો. | ભત્રિજી. | | |
| ભાણેજ. | ભાણજી. | | |

# પાઠ ૨૩.

## પારસી સ્ત્રીઓનાં નામ.

| | | | |
|---|---|---|---|
| આવાંબાઈ. | મેહેરબાઈ. | બાઈજી. | ભીખાઈજી. |
| ખરશેદબાઈ. | શીરીનબાઈ. | જીવનાઈ. | માણકબાઈ. |
| ગુલબાઈ. | આસીબાઈ. | ડોસીબાઈ. | રતનબાઈ. |
| દીનબાઈ. | કુંવરબાઈ. | ધનબાઈ. | રૂપાંબાઈ. |
| નવાજબાઈ. | ચાંદનબાઈ. | પુતલીબાઈ. | સુનાબાઈ. |
| પીરોજબાઈ. | જરબાઈ. | બચુબાઈ. | હીરાંબાઈ. |

---

## પારસી પુરૂષોનાં નામ.

| | | | |
|---|---|---|---|
| અરદેશર. | બરજોરજી. | જાંહાંગીર. | શાવકશાહ. |
| આદરજી. | બહમનજી. | બાલભાઈ. | શેહેરીઆરજી. |
| કાવસજી. | બેજનજી. | દારાશાહ. | દાદાભાઈ. |
| કેઆસજી. | સોહોરાબજી. | દોરાબજી. | પાલણજી. |
| કેકોબાદ. | હોરમજજી. | નવરોજી. | ભીખાજી. |
| કેખશરૂ. | ઉકરજી. | નોશરવાનજી. | માણેકજી. |
| ખરશેદજી. | એદલજી. | બેહેરામજી. | મેહેરજી. |
| પીરોજશાહ. | કાહનજી. | મંનચેરજી. | સંતોકજી. |
| પેશોતનજી. | કુવરજી. | મેહેરવાનજી. | સુકલાજી. |
| ફરાંમજી. | જીવનજી. | રૂસતમજી. | જામાસપજી. |
| ફરદુનજી. | જમશેદજી. | શાપુરજી. | ન્હાનાભાઈ. |

---

| પુલિંગ. | સ્ત્રીલીંગ. | નપુસકલીંગ. | અનેકવચન. |
|---|---|---|---|
| છોકરો. | છોકરી. | છોકરૂં. | છોકરાં. |
| ઘોડો. | ઘોડી. | ઘોડું. | ઘોડાં. |
| કુતરો. | કુતરી. | કુતરૂં | કુતરાં. |
| બકરો. | બકરી. | બકરૂં. | બકરાં. |
| ધણી. | ધણીઆણી. | | |
| ગોર. | ગોરાંણી. | | |
| પારસી. | પારસણ. | | |
| દરજી. | દરજણ. | | |
| ધોબી. | ધોબણ. | | |
| મોચી. | મોચણ. | | |
| વેરાગી. | વેરાગણ. | | |

---

## પાઠ ૨૪.

### ક્રીયાપદો.

| મુળધાતુ. | વી. વરતમાન. | ભુત. | ભવીષ્ય. |
|---|---|---|---|
| ખા. | ખાવું | ખાધું. | ખાસે. |
| પી. | પીવું. | પીધું. | પીસે. |
| કર. | કરવું. | કીધું. | કરસે. |
| બેસ. | બેસવું. | બેઠું. | બેસસે. |
| ઉઠ. | ઉઠવું | ઉઠયું. | ઉઠસે. |
| સુ. | સુવું | સુતું. | સુસે. |
| સુંઘ. | સુંઘવું. | સુંઘ્યું. | સુંઘસે. |

| મુળધાતુ. | વિ. વર્ત્તમાન. | ભૂત. | ભવિષ્ય. |
|---|---|---|---|
| જમ | જમવું. | જમ્યો. | જમશે. |
| જા. | જવું. | ગયો. | જશે. |
| લે. | લેવું. | લીધું. | લેશે. |
| આપ. | આપવું. | આપ્યું. | આપશે. |
| માર. | મારવું. | માર્યું. | મારશે. |
| કાપ. | કાપવું. | કાપ્યું. | કાપશે. |
| વેચ. | વેચવું. | વેચ્યું. | વેચશે. |
| બોલ. | બોલવું. | બોલ્યો. | બોલશે. |
| ચાલ. | ચાલવું. | ચાલ્યો. | ચાલશે. |
| ચાવ. | ચાવવું. | ચાવ્યું. | ચાવશે. |

---

## પાઠ ૨૫.

### સાધીત નામ.

| | | | |
|---|---|---|---|
| ડાહ્યું. | ડાહાપણ. | મિત્ર. | મિત્રાઈ. |
| બુઝુર્ગ. | બુઝુર્ગી. | ચતુર. | ચતુરાઈ. |
| ભુંડું. | ભુંડાઈ. | સાચું. | સચાઈ. |
| ભલું. | ભલાઈ. | નવરૂં. | નવરાસ. |
| સોહેલું. | સોહેલાઈ. | પ્યાર. | પ્યારૂં. |
| સોંઘું. | સોંઘાઈ. | કવડું. | કવડાસ. |
| બુરૂં. | બુરાઈ. | મિઠું. | મિઠાસ. |
| સોજું. | સોજાઈ. | ગુનાહ. | ગુનેહગાર. |
| હાજર. | હાજરી. | વાકેફ. | વાકેફગાર. |
| ઘરડું. | ઘડપણ. | ખબર. | ખબરદાર. |
| દાના. | દાનાઈ. | ગરમ. | ગરમી. |
| સાફ. | સફાઈ. | દોસ્ત. | દોસ્તી. |
| શેઠ. | શેઠાઈ. | જઈફ. | જઈફી. |

# પાઠ ૨૬.

## એક બીજાથી ઉલટા શબ્દો.

| | | | |
|---|---|---|---|
| હા. | ના. | ખુશાલી. | દિલગીરી. |
| આપ. | લે. | હસવું. | રડવું. |
| જા. | આવ. | ઊંઘવું. | જાગવું. |
| બેસ. | ઉઠ. | મેહેનત. | આળસાઈ. |
| મિઠું. | કડવું. | ભલું. | ભુંડું. |
| સારૂં. | માઠું. | નિતરૂં. | ગદલું. |
| સાચું. | જુઠું. | સાફ. | મેલું. |
| ઉપર. | હેઠળ. | ડાહ્યું. | ઘેલું. |
| આગળ. | પાછળ. | મોહટું. | ન્હાનું. |
| હમણા. | પછી. | નેકી. | બદી. |
| નઝદિક. | દુર. | સુખ. | દુઃખ. |
| લાંબુ. | ટુકું. | સુધારો. | બિગાડ. |
| જાડું. | પાતળું. | નમનતાઈ. | ગર્વ. |
| ઉતરતું. | ચઢતું. | ઉજળું. | કાળું. |
| ઊંચું. | હલકું. | શાહુકાર. | ચોર. |
| ઊંચું. | નીચું. | ઠંડું. | ગરમ. |
| માખું. | સોંધુ. | તાજું. | વાસી. |
| સુગડ. | ફુઆડ. | લીલું. | સુકું. |
| ભારી. | હલકું. | | |

# પાઠ ૨૭.

## એકમેકથી ઉલટા સાધીત વગેરે શબ્દો.

| | | | |
|---|---|---|---|
| ઉપયોગી. | નિરૂપયોગી. | ધન. | નિર્ધન. |
| આકાર. | નિરાકાર. | આશા. | નિરાશા. |
| સમજુ. | અણસમજુ. | રોગી. | નિરોગી. |
| ઘટતું. | અણઘટતું. | સપુત. | કપુત. |
| દીઠું. | અણદીઠું. | અદબ. | બેઅદબ. |
| હિત. | અણહિત. | વફાઈ. | બેવફાઈ. |
| અંત. | અનંત. | શરમ. | બેશરમ. |
| અર્થ. | અનર્થ. | ઈમાન. | બેઈમાન. |
| હાજર. | ગેરહાજર. | ફળ. | નિષ્ફળ. |
| વાજબી. | ગેરવાજબી. | હદ. | બેહદ. |
| સલુકાઈ. | ગેરસલુકાઈ. | ડોળ. | બેડોળ. |
| ઉમેદ. | નાઉમેદ. | દિલ. | બેદિલ. |
| રાજી. | નારાજી. | કબુલ. | નાકબુલ. |
| પસંદ. | નાપસંદ. | ઈનસાફ. | બેઈનસાફ. |
| પાક. | નાપાક. | કાયદો. | બેકાયદો. |
| ફરમાન. | નાફરમાન. | ખબર. | બેખબર. |
| મંજુર. | નામંજુર. | ગુમાન. | બેગુમાન. |
| મરદ. | નામરદ. | ગુનાહ. | બેગુનાહ. |
| મુરાદ. | નામુરાદ. | તકસીર. | બેતકસીર. |
| લાયક. | નાલાયક. | નસીબ. | બેનસીબ. |
| વાકેફ. | નાવાકેફ. | ફિકર. | બેફિકર. |



# ભાગ ૨ જો.

## પાઠ ૧.

### બે શબ્દોનાં વાક્યો.

| | | |
|---|---|---|
| રાતી સાડી. | જુઠી ખુમ. | મોરનાં પિચ્છ. |
| પીળી ટોપી. | સાચી વાત. | બકરીનું શિંગડું. |
| પાજની ચોલી. | લાલ ઘોડો. | મોરીનો નળ. |
| ચિકનનું ઝભલું. | લીલું ઝાડ. | ઝાડનાં ફળ. |
| ઝીણા બાળ. | કાળી શાઈ. | કાચનો ખડીઓ. |
| ગરમ ચાહ. | સફેદ દુધ. | ગરીબ ગાય. |
| મિઠું મધ. | ખાંડનો શીરો. | ગોળ દડો. |
| ખાટું બોર. | દરાખનો ઝુમખો. | મોટું ઘર. |
| તિખાં મરી. | ગોલાબનું ફુલ. | ઘઉનો આટો. |
| સુકાં મરચાં. | ઘોડાની સરત. | ચોખાની રોટલી. |
| નરમ ગાદી. | કાચની બારી. | અર્ધગજ કપડું. |
| કઠણ લાકડું. | લાકડાંની પાટી. | બસેર ખાંડ. |
| નવો સદરો. | લોહોડાની છરી. | ચારમણ ચોખા. |
| જુની ઈજાર. | સોનાંની વિટી. | એક ફરો ચણા. |
| ધનની પેટી. | રૂપાનો કળશીઓ. | પા તોલો સોનું. |
| હું બેસું. | હમે બેઠાં. | હમે આવસું. |
| તું જા. | તમે ગયાં. | તમે જશો. |
| તે આવેછે. | તેઓએ ખાધું. | તેઓ ખાશે. |

## પાઠ ૨.

### ત્રણ શબ્દોનાં વાકયો.

તમારો હાથ સાફ છે.
કેરીનો રસ મિઠો છે.
તે છોકરી ચંચળ છે.
આ છોકરો ડાહ્યો છે.
બળદને ચાર પગ છે.
તેઓ જલદીથી નાહાસેછે.
પેલો ઉઠીને બેસેછે.
તમે જાગોછો.
તે છાસ પીએછે.
તેઓ ઘેર જાયછે.
તે મોટેથી બોલેછે.
પેલી ચકરડી ગોળ ફરેછે.
રાતરે અંધારૂં પડેછે.
સવારે ઉજરડું પડેછે.
આજે છોકરી રડેછે.
તે ઉંદર દરમાં ભરાયછે.
હું રોજ નિશાળે જાંઉછું.
હું કાગળ લખું તે તમે વાંચો.
તેઓ ગાડીમાં બેસીને જાયછે.
ડોશીબાઈનાં કપડાં મેલાં છે.
બિલાડીની પુછડી વાંકી છે.
આ ચોપડીનું પાનું ફાટેલું છે.
માણસને બે હાથ અને બે પગ છે.
પેલી છોકરી જોરથી દોડેછે.
તે પડી જશે.
ભાઈ ચોપડી વાંચેછે.
પેલું ઘર નાહનું દેખાયછે.
ઘોડા સુકું ઘાસ ખાએછે.
તે બુમ પાડેછે.

---

## પાઠ ૩.

### વાતચીત.

આવો બેસો.
તમારી શી ખબર છે?
તમારા હકમાં દુવા કરૂં છું.
તમારો ભાઈ કાંહાં છે?

મ્હારો ભાઈ નિશાળે ગએલો છે. તે સાંહાંજે ઘેર આવશે.
તમારો ભાઈ શું શિખેછે?
તે વાંચવા, લખવા, તથા હિસાબ શિખેછે.
તમારૂં નામ શું? મારૂં નામ ગુલબાઇ.
તમારો બાપ શો ધંધો કરેછે? તેવણ વેપાર કરેછે.
તમે કાંહાં જાઓછો? હવે હું ઘેર જઇશ.
તમે શું કરોછો? હું કપડાં સીવું છું.
મારી નાહની બેહેન તો ભાઇને રમાડેછે.
બારણા આગળ કોણ છે? કોઇ માણસ બાવાને મળવા આવ્યુંછે.
તેને અંદર બોલાવો. કુરસી આપીને બેસાડો.

---

## પાઠ ૪.



હું જોઉ છું શાથી? આંખથી.
હું સાંભળુંછું શાથી? કાનથી.
નાક શું કામનું? સુંઘવાને કામનું.
મહારૂં મોહોડું શા કામનું? ખાવા, અને સારા મિઠા બોલો બોલવાને કામનું.
હું ચાલુંછું શાથી? પગથી.
મહારા હાથ કેટલા છે?
બે હાથનાં આંગળાં કેટલાં?
બે હાથ ને બે પગ મળીને કેટલાં આંગળાં થયાં?

મ્હારી ઇજાર શાની છે? રેશમની.
રેશમ શાનું બનેછે?
એક જાતનો કીડો થાયછે, તે પોતાના પેટમાંથી તાર કાહાડીને રેશમની દડી બનાવે છે, તેમાંથી રેશમ બનેછે.
તમારો સદરો શાનો છે? સુતરાઉ કાપડનો.
સુતર શાનું બનેછે? રૂનું બનેછે.
રૂ ઝાડ ઉપર પાકેછે.
રૂનાં ઝાડને કપાસ કહેછે.



---

## પાઠ ૫.



મેંઢાંનાં બદન ઉપરના ઝીણા બાળને ઊંન કહેછે. ઊંનનાં ગરમ કપડાં બનેછે. તે પેહેરયાથી શિયાળામાં ઘણી ટાઢ લાગતી નથી.
હું ચાલતાં ચાલતાં ઘણી થાકી ગઈ.

માહારી પાસે એક લખેલી અને બાજી છાપેલી ચોપડી છે.
તમારી પાસે કેટલી જાતનું કાપડ છે? ત્રણ જાતનું, રેશમી, સુતરાઉ ને ઉનનું.
મને ચોઠી લખવા કાગજનો એક તાવ આપો.
તમે કેટલા દાવ રમ્યાં? દશ દાવ.
તમે નાગ જોયો છે? તેનો રંગ કેહેવો છે?
મહારી બેહેનને રાગ કહાડીને ગાતાં આવડેછે.
રાણીનાં રાજમાં લોકો સુખી છે.
જેની પાસે લાખ રૂપીઆ હોય તે લખપતી કહેવાય.
સુનાબાઈએ મહને લાત મારી, તેથી તેનેજ લાજ લાગી.
મહારી માના ગળામાં હીરાનો હાર અને હાથે મોતીની બાંગડી છે.

---

## પાઠ ૬.



આ છરી કીટાઈને બુઠ્ઠી થએલી છે.
આ છોકરી ઘણીજ નીચી છે.
દિવાળીના મેળામાં લોકોની ભીડ ઘણી થાયછે.
તમે લખતી વખતે ઘણી ભુલ ચુક કરોછો.
થંડીની રૂતમાં ઘણી તાહાડ પડેછે.

જરબાઈનું રૂપ ઘણું સારૂં છે. અને તે ઘણીજ સુખી છે.
મહારી માને ભૂત તથા જાદુ કોટળનો ખોટો વેહેમ છે, તે સમજાવીને કાઢી નાખવો જોઈએ. હેવા વેહેમથી લોકો દુઃખી થાયછે.
દાન કીધાથી પુન લાગેછે.
ચોરી કરનારને કેદની સજા મળેછે.
મહારા શેઠને ગએ વર્ષ વેપારમાં ખોટ ગઈ, તેથી તેણે આએ વર્ષ ધંધો કીધો નહી.
રોજ રાતના આઠ વાગતાં તોપ પડેછે.
આ ગીત ગાનારીનો કંઠ ઘણો સારો છે.
ઘડીઆળને કુંચી આપી નહીં તેથી તે બંધ પડ્યું છે.
ઘરમાં માખ તથા મચ્છરથી હમે ઘણાં હેરાન થઈએછે.

## પાઠ ૭.



### નીતિને લગતી શિખામણો.

સદા સાચું બોલવું. સર્વનું ભલું ઇચ્છવું.
ગરીબ નાચાર પર દયા કરવી.

ધર્મનું કામ તરત કરવું. ગરીબ લોકોનું પાળણ કરવું.
માબાપની સેવા કરવી.
માબાપને માન આપવું અને તેઓનું કહ્યું કરવું.
વડીલોની સામને બોલવું નહી.
ભાઈ બેહેન તથા સગાં વાહાલાં સાથે હળી મળીને ચાલવું; અને એક બીજા ઉપર હેત રાખવું.
સારાં અને ડાહ્યાં લોકોની સંગત કરવી.
વેહેવાર ચોખ્ખો રાખવો. સારાં સલુકથી ચાલવું.
નિતરોજ ખોદાને યાદ કરતા રેહેવું અને ખોદાની બંદગી કરવી.
પાપ કરવું નહી. જુઠું બોલવું નહીં.
દગો કરવો નહીં. ઠગાઈ કરવી નહીં.
કોઇને દુઃખ દેવું નહીં. ચોરી કરવી નહીં.
ભુંડાં કામ કરવાં નહીં. કોઇને માઠું બોલવું નહીં.

## પાઠ ૮.



કોઈની ચાડી ચુગલી કરવી નહીં. કોઇને ગાળ દેવી નહી.
મોહોડામાંથી માઠા સખુન કાઢવા નહી.
સદા વિચારીને બોલવું. બોલીને ફરી જવું નહી.

કજિયો ટંટો કરવો નહી. મસ્તી તોફાન કરવું નહી.
મારામારી કરવી નહી. કેફ કરવી નહી.
ચેડાં કહાડવાં નહી. કપડાં ફાડવાં નહી અને મેલાં ફરવું નહી.
ફેલ કરવાં નહી. કોઇની સાથે વેર રાખવું નહી.
કોઈ સાથે દુશમની કરવી નહી. કોઈની અદેખાઈ કરવી નહી.
કોઈની લાજ લેવી નહી.
કજીયાખોરની સંગત કરવી નહી.
લુચ્ચાઈ કરવી નહી.
ઉતાવળાં થવું નહી. વિચારીને બોલવું.
પુનના કાંમ કરવાં.
આખમાં શરમ રાખવી. સારાં સલુકથી ચાલવું.

---

## પાઠ ૯.

નરમાસ, ધીરજ તથા સલુકાઈથી બોલવું.
વગર વિચારે કાંમ કરવું નહી. બિકટનું કાંમ આવી પડે ત્યારે ડાહ્યાં આદમીને પુછીને કરવું.
વગર પુછવે બોલવું નહી. ખાલી ટકટક કરવી નહી.
કોઈની વચ્ચે બોલવું નહી.
પુછે તેનો જવાબ આપવો.
સર્વે સાથે ભલાઈ કરવી. કોઇને અવગુણ કરવો નહી.
રીસ ઘણી ચઢાવવી નહી. કંકાસ ઘણો વધારવો નહી. જુઠી શાહેદી પૂરવી નહી.
હરેક વાતમાં સમ ખાવા નહી, દાણ ચોરી કરવી નહી.
ભુખ્યા તરસ્યાની ખબર લેવી,
આંખે દીઠું તે ખરૂં માનવું. ખાતરી કીધાવિના કાંને સાંભળેલી વાત ઉપર ભરોસો લાવવો નહી.

રંગમાં ભંગ કરવો નહી.
કોઇને જુઠો વાયદો કરવો નહી.
કોઈ સાથે જુઆ રમવો નહી.
કોઇને ઘણું હસવું નહી. ઉંઘાડે પગે ચાલવું નહી.
રસ્તામાં કાંઈ ખાવું નહી. રસ્તે ચાલતાં દોડવું નહી. અ-
ણજાણે માર્ગે જવું નહી.
કોઇની નીંદા કરવી નહીં.
નમનતાઈ રાખવી, ગર્વ કરવો નહી.
સારા મિત્ર સાથે બિગાડ કરવો નહી.
કજીયો અથવા મારામારી થતી હોય ત્યાં ઉભાં રેહેવું નહી.
બીજાનો કજીયો પોતાને માથે ખેંચી લઈને વઢવું નહી. પો-
તાને મોહોડે વખાણ કરવી નહી.

## પાઠ ૧૦.



ઈશ્વર.

ઈશ્વરે આપણ સર્વને પેદા કીધાં, માટે ખુદાની હમેશાં યાદ કરવી જોઇએ.

નિતરોજ ખુદાની બંદગી કરવી. ખુદાને પસંદ પડે તેવાં કાંમ કરવાં, કે તેથી સવાબ લાગે.
નરસાં કાંમથી દુર રેહેવું.
સારાં કાંમ કીધાથી સવાબ લાગેછે. નરસાં કાંમ કીધાથી પાપ લાગેછે.
આપણ જે કાંઈ કાંમ કરીએછે તે સર્વે ઈશ્વર જોએછે. ખુદા આપણને દેખાતો નથી, પણ તે સર્વે ઠેકાણે હાજર છે.
આપણે જેવાં બી રોપીએ તેવાં ફળ ચાખીએ.
જેવું કરીએ તેવું પામીએ.
સારાં અને નરસાં કાંમનો બદલો ખુદાતાલા માણસને આપેછે, માટે સદા નેક કાંમ કરવાં અને ભુંડાં કાંમથી વેગળાં રેહેવું.
સારાં કાંમના બદલામાં મરણ પછી બેહેસ્ત મળેછે. નરસાં કાંમના બદલામાં દોઝખ મળેછે.

---

## પાઠ ૧૧.

### મા બાપ.



આપણાં માં બાપ આપણને ઘણાં ચાહેછે, અને આપણી ઘણી જતન કરેછે.

તેઓએ આપણને જન્મ આપ્યો તથા પાળી પોશીને મોટાં કરયાં. તેઓએ આપણને સારી કેળવણી આપી, અને રૂડે માર્ગે ચાલવાને શિખવ્યું. તેઓએ આપણાં ઉપર અતિઘણો ઉપકાર કર્યો છે, તેહેના બદલામાં ઘડપણની વખતે તેઓની ચાકરી તથા બરદાસ્ત કરવાને આપણી ફરજ છે.

મા બાપના ઉપકારનો બદલો બે ગુણવાન છોકરાઓએ કેહેવી રીતે વાળ્યો તેહની એક વાત કહુંછું, તે સાંભળો.

એક શેહેરમાં એક પહાડ સળગી ઉઠયો તેથી લોકોનાં ઘરબાર તથા માલમતા સર્વે અગનથી બળી જવા લાગ્યું, માટે સઘળાં લોકો પોતાની માલમતા લઇને નાહાસવા લાગાં. તે વેળાએ તે શેહેરમાં બે ઘણાજ ગુણવાન છોકરાઓ હતા. તેઓનાં મા બાપ ઘણાંજ ઘરડાં અને જઈફ હતાં અને નાહાસીને પોતાનો જીવ બંચાવવાની તેઓમાં શક્તિ નહી હતી; તે જોઇને તેઓના છોકરાઓએ પોતાની સઘળી જનસ, માલ તથા દોલત પડતી મેલીને પોતાનાં માબાપનો જીવ બંચાવ્યો. એક છોકરાએ પોતાના બાપને ખાંધ ઉપર લીધો અને બીજાએ માને ખાંધ ઉપર લીધી અને શેહેરની બાહાર નિકળી ગયા, તેથી તેઓની દોલત તો ગઈ પણ તેઓનાં મા બાપ સલામત રહયાં, એ છોકરાઓની ખુબીની વખાણ સર્વે કોઈ કરવા લાગ્યું, અને તેઓની વફાદારીની યાદ આજસુધી રહી ગઈછે.

સર્વે છોકરાંઓને ઘટેછે કે પોતાનાં માબાપ ઉપર એવીજ પ્રીતનો ચાહ રાખવો તથા એજ પ્રમાણે તેઓની સેવા કરવી.

---

# પાઠ ૧૨.

## ચોરી.

મા બાપની ફરજ છે કે છોકરાંઓને સારી કેળવણી આપે, નેક રસ્તે ચાલવાને શિખવે અને ભુંડાં કાંમ કરવા નહી દીએ. મા બાપ સારી કેળવણી આપે તો છોકરાં સમજુ અને સારાં નિકળે. મા બાપ પોતાનાં છોકરાંઓને લાડ લડાવે અને નરસે માર્ગે ચાલવા દીએ તો તે છોકરાં ખરાબ અને ભુંડાં નિકળે.

એક છોકરો એક દાહાડે ઈંડું ચોરીને પોતાની મા પાસે લઈ ગયો ત્યારે તેહની માએ લાલચ કરીને તે છોકરાને માર્યો નહીં; પછી તે છોકરો મોટી મોટી ચોરીઓ કરવા લાગ્યો અને શેવટે તેણે એક બાળકનું ઘરેણું કાઢી લઈને ખુન કર્યું ત્યારે તેહેને ફાંસી દેવાનો હુકમ થયો તે વેળા પેલા છોકરાએ કાળાવાળા કરીને પોતાની માએને પોતાની પાસે બોલાવીને તેનો કાંન જોરથી કરડી ખાધો; તે વેળા લોકો ચીડાઈને કહેવા લાગ્યા જે આ કેહેવો દુષ્ટ છે કે મરતો મરતોબી પોતાની માને દુઃખ દે છે. ત્યારે તે છોકરાએ જવાબ દીધો કે "ભાઈઓ તમો મહારા એહવાળથી વાકેફ નથી હું જ્યારે પેહેલાં એક ઈંડું ચોરી લાવ્યો ત્યારે એ માએ મને સજા કીધી નહીં તેથી હું આજે આ સજાને પોહોંચ્યો એ માએ જો મને બાળપણથીજ વાર્યો હોત તો આજ હું ફાંસી શું કરવા જાત?"

# પાઠ ૧૩.

## ખોટાઈ.

કોઈ ભરવાડનો છોકરો "વરૂ આવ્યું રે વરૂ આવ્યું, કોઈ મહારી મદદે આવો!" એમ અમથોજ મોટા અવાજથી બુમ પાડીને આસપાસનાં લોકોને જુઠા ગભરાવતો હતો, તે વખતે લોકો જઈને જોતા ત્યારે વરૂ કોણનું ને વાત કોણની. એમ તે લોકો બીચારા ઘણીવાર ફીક્કા પડીને પાછા ફર્યા. પછી એક વખત એવું બન્યું કે ખરેખરૂંજ વરૂ આવ્યું, ત્યારે પેલે છોકરો પેહેલાં કરતાં વધારે ગભરાઈને ઘણીજ બુમો પાડવા મંડી ગયો, પણ તેના બોલવા ઉપર કોઇએ ભરોસો રાખ્યો નહીં અને તેની મદદે કોઈ ગયું નહીં. તેથી વરૂએ પેલા છોકરાનાં સઘળાં ઘેટાં મારીને ખાધાં. એ ઉપરથી તે છોકરાના શેઠને બહુજ રીસ ચઢયાથી તેણે તે છોકરાને પોતાને ત્યાંહાંથી કહાડી મુકયો. ત્યાર પછી તે છોકરાને કોઇએ ચાકરી રાખ્યો નહીં, ને તેણે રખડી રઝળીને તથા છેલે ભિખ માગીને પોતાનું ગુજરાંન ચલાવ્યું.

જુઠું બોલે જે કદી,
પાપી પુરો થાય;
તે માટે બાળક તમે,
ન કરો એ ઉપાય. ૧.
સાચામાં સુખ છે ઘણું,
સાચે સઉનો સ્નેહ;
સાચે રાચે જગપતિ,
સાચે શોભે દેહ. ૨.

ક૦ દ૦ ડા૦

# પાઠ ૧૪.



## સંગત.

એક વાઘરી માળામાંથી પોપટનાં બે બચ્ચાં લઈ ગયો, તેમાંનું એક બચ્ચું સારાં માણસને ઘેર વેચ્યું, ને બીજું નઠારાને તાંહાં વેચ્યું. પેલાં સારાં માણસને ઘેર વઢવાડ કે ગાળાગાળી થતી નોહોતી; કોઈ ભુંડું બોલે નહીં; કોઈ આવે જાય તો તેને સારી રીતે બોલાવે અને માન આપે. પેલો પોપટ એ શિખ્યો. પણ પેલાં નઠારાં માણસનાં ઘરમાં તો રોજ મારામારી, ગાળાગાળી, લુચ્ચાઈ અને દાંગાઈ થાય તે સઘલું બીજો પોપટ શીખ્યો. તે ગાંમનો રાજા એક દહાડો તે રસ્તેથી જતો હતો તેને જોઈને પેલો પોપટ ભુંડી ગાળો દેવા લાગ્યો અને બોલ્યો કે "હેને મારો, કાપો!" એ સાંભળીને રાજાને માઠું તો લાગ્યું, પણ બોલ્યો નહીં. આગળ ચાલતાં પેલાં સારાં માણસનું ઘર આવ્યું ત્યાં રાજાને જોઈને પેલો પોપટ મોટું માન આપીને મિઠા વચનો બોલ્યો. તે સાંભળી રાજા ઘણો અજબ થયો અને વિચાર કરતો કરતો ઘેર ગયો. પછી તપાસ કરતાં રાજાને માલુમ પડયું કે એ બેહુ પોપટ એકજ મા બાપનાં બચ્ચાં છે. પણ એક નઠારી સોબતમાં રહ્યો તેથી નઠારો નિકલ્યો અને બીજો સારી સોબતમાં રહ્યો તેથી ભલો નિકલ્યો. છોકરાંઓએ આ શિખાંમણ કદી ભુલવી નહી કે જેવી સોહબત તેવી અસર.

# પાઠ ૧૫.

## ગાય.



છોકરાંઓ તમે ગાય જોઈછે? હાજી. અમારા ઘર આ. ગળથી રોજ સવારના જાયછે. એ જાનવરને ચાર પગ હોય છે. તે ચારે પગ ચાલવાના કામમાં લાવેછે માટે તેને ચો- પગું જાનવર કેહેછે. એને માથા ઉપર બે અણીવાળાં શિંગડાં અને પછવાડે પુંછડું હોયછે. શિંગડાંથી એ જાનવર પોતાનો બચાવ કરેછે. પુછડું એના દિલ ઉપર માખી મચ્છર વગેરે નાહાનાં જાનવરોને ઉરાડવાના કામમાં આવેછે.

ગાયને આપણી પેઠે હાથ હોતા નથી. ત્યારે એ શાથી ખાતી હશે? ગાયનું ડાકું આપણી પેઠે નથી. તેનું તો ડાકું નીચું હોય છે. તેથી તે નીચું ડકું રાખી મોહોડથી ખાયછે. ગાય શું ખાતી હશે તે તમે જાણોછો? હાજી ગાય તો બધુંએ ખાય, ઘાંસ, દાણો, રોટલા જે નાખીએ તે ખાય.

ગાય એ ઘણું ગરીબ જનાવર છે, વગર કારણે કોઈને મારતી નથી. કોઈ કોઈ ગાય તો મારકણી પણ હોય છે. પાસે જઈએ ત્યારે શિંગડાં ભોકેછે. પાટું મારેછે. પાટું તે શું તે તમે જાણોછો? ગાય લાત મારે તે પાટું કહેવાય. માટે અજાણી ગાય પાસે જવું નહીં.

ગાયને લોકો પાળેછે. તે આપણને દૂધ આપેછે. તે દૂધ પીધામાં આવેછે; તે ઘણું ઉપયોગી જાનવર છે. દુધનું દહીં, મલાઈ, માખણ અને ઘણીક જાતની મિઠાઇ બનેછે. ગાયનાં બચ્ચાંને વાછરડાં કહેછે. તેને મોટા બળદ થયા પછી ગાડીમાં જોડેછે. અને તેની પાસે હોળ ખેડાવેછે.

## દોહોરા.

ગુણ અગણિત છે ગાયમાં,
સુખ દાતા કહેવાય;
દેછે તે દહીં દૂધ ઘી,
ખાંતે સૌ જન ખાય. ૧.
પશુ પંખી નર નારને,
જુઓ જન્મતી વાર;
ઘણું કરી ઘી દૂધ છે,
એજ પ્રાણ આધાર. ૨.
ક૦ દ૦ ડા૦

---

## પાઠ ૧૯.

### ભેંશ.

છોકરાં તમે જાણોછો કે ભેંશ પણ ગાયને મળતું જાનવરછે. પણ કેઈ વાતમાં મલતું નથી તે તમે જાણોછો? નાજી. ત્યારે હું તમને કહુંછું. યાદ રાખજો, ભેંશની ચામડી ગાયની ચાંમડી કરતાં જાડી અને કાળા રંગની હોયછે. ગાયની પેઠે તેની પિઠ ઉપર બાળ હોતા નથી. અને તેનાં શિંગડાં ગાયના શિંગડાં કરતાં ઘણા મોટાં અને વાંકાં હોયછે.

ભેંશને પાણીમાં રેહેવું બહુ ગમેછે. જ્યાં પાનીનાં ખાબોચિયાં ભરેલાં હોય, અથવા ખાડાઓમાં કાદવ કિચડ વગેરે હોય ત્યાં ભેંશ ઘણી ખુશીથી લોટયા અને બરાડયા કરેછે. તે નદીમાં અથવા તળાવમાં પાણીના અંદર ઊંચું ડોકું રાખી તર્યા કરેછે.

ભેંશ ગાયના કરતાં ઘણું દૂધ આપેછે. તેનાં શિંગડાંની કાંશકી, છરીના હાથા, વગેરે ઘણીક ચીજો બનેછે. જેમ એ જનાવર જીવતાં આપણાં કામમાં આવેછે તેમ મુવા પછી પણ ઘણું કામનું છે. એનાં ચામડાંની ગાડીની ધમણ, જોડા, ચોપડીનાં પુઠાં વગેરે ઘણી ચીજો બનેછે.

ભેંશના નરને પાડો કેહેછે. તે ઘણો જોરાવર અને તોફાની હોયછે. કેટલાક દેશના લોકો એની પાસે હોળ એડાવેછે. કોઈ કોઇ જગો ઉપર તો એને કોશમાં તથા તેલની ઘાણીમાં જોડેછે, તથા એની પિઠ ઉપર પખાળમાં પાણી ભરી ભિસ્તી લોકો રસ્તામાં પાણી છાંટેછે.

---

# પાઠ ૧૭.

## હાથ્થી.



એ ચોપગાં જાનવરોમાં સહુથી મોહટું પ્રાણી ગણાય છે. એનાં શરીરનો અજબ જેવો ભાગ જોઇએ તો એની શૂંઢ છે. તે એને નાકની અને હાથની જગો ઉપર કામમાં આવેછે. હરેક વસ્તુ ઊંચકવી મુકવી હોય તે શૂંઢથી ઊંચકેછે. એના પગ થાંભલા જેવા જાડા હોયછે. એની આંખ અને કાન એના શરીરના બીજા ભાગોના પ્રમાણ કરતાં ઘણા મોહટાં છે. એના કાન પંખાની ગરજ સારેછે.

હાથ્થી એક ઘણું ગંભીર અને સમજુ જનાવર છે. હાથ્થી સેહલથી પળાયછે. રાજાઓ પોતાને ઘેર હાથ્થી પાળેછે. એને તેના ઉપર અંબાડી યાને હોદ્દો કશી તે ઉપર સવારી કરેછે, અને કેટલીક જગોએ એના ઉપર લશ્કરી અસબાબ મુકી ભારબરદારીનું કામ કરાવેછે. એ વગર થાકવે રોજના પચાસ ગાઉ મુસાફરી કરી શકેછે. કહેછે કે હાથ્થી સો વર્ષ સુધી જીવેછે.

જેવું એ જનાવર ગરીબ છે તેવું ચીડાએલું હોયતો ઘણું નુકસાન કરેછે.. હાથ્થી પોતાની રખેવાળી કરનાર માહાવતને

તાબે રહેછે. એ માહાવત અંકોશ નામનાં હથ્થીઆર વડે હાથીને પોતાના હુકમમાં ચલાવેછે તથા ઉભા રાખેછે અને બેસાડેછે.

હાથ્થીનો ખોરાક ઘાસ દાણો વગેરે છે, પણ તેનો મુખ્ય ખોરાક વડનું ઝાડ ગણાયછે. જો વડનું ઝાડ એને મલ્યું તો એ જાનવરને બીજાં કશાંની ગરજ પડતી નથી. હાથ્થી આફ્રીકા ખંડમાં તથા હિંદુસ્થાનમાં પુષ્કળ મળી આવેછે.

---

## પાઠ ૧૮.

### સિંહ.



સિંહ એ બિલાડીની જાતનું ઘણુંજ ભયંકર ફાડી ખાનારૂં પ્રાંણી છે. એનો દમામ અને ઠસ્સો જોઇનેજ આપણને ભય પેદા થાયછે. બીજાં પ્રાંણી કરતાં એ વધારે કઉઅત ધરાવેછે. આ ઉપરથી એને પશુઓનો રાજા એવું નામ આપ્યું છે. નર સિંહની ગરદનપર લાંબા ને જાડા બાળની યાલ હોયછે, તે જ્યારે ગુસ્સે ભરાય છે ત્યારે અથવા તો મરજી પડતે ઉભી કરેછે. એના ભયંકાર ને મોટા બરાડા ઘણા દુરથી સંભલાય-છે. એ પોતાનું રેહેઠાંણ ઘણું કરીને પાંણીની નજદીક મોટી

ઝાડીઓમાં અથવા ગોફામાં કરેછે; કે તેને શિકાર મળ્યા વગર રહે નહી. એ પોતાના શિકાર ઉપર તાકી એકેદમ દુરથી કુદકો મારી ધસારો કરેછે; અને ઘણું કરીને તો તે પોતાની પેહેલીજ કોશેસમાં પાર પડેછે. જો તક મળી તો માંણસ વ-ટિકને તે છોડતો નથી. એવું જણાયલુંછે કે આ જોરેમંદ, ભ-યંકાર, ને ઘાતકી પ્રાંણીને કોઈ કોઈવાર જો બચપણથીજ પ-કડીને પાળ્યું હોય તો તે પળાઈ શકેછે; તોભી તે ઉપર ભરોસે રેહેવું ધાસ્તી ભરેલુંછે. એની પેદાસ હિંદુસ્તાંન અને આફ્રિકા ખંડના ઘણા ગરમ ભાગોમાં થાયછે.

સિહની માદા પણ જોર અને ઘાતકીપણામાં કંઈ કમ નથી. તે પોતાનાં બચ્ચાં ઉપર જે પ્યાર રાખેછે તે તારીફ લાયકછે. જો કોઈએ તેણીનાં બચ્ચાં ઉપર ધસારો કીધો તો તેનાં બ-ચાવ અને છુટકારાને માટે તે પોતાનો જીવ જતાં સુધી ઘણી બહાદુરીથી લડેછે.

---

## પાઠ ૧૯.

### કુત્રો.



માસ ખાનાર બધાં પ્રાંણીઓમાં કુત્રા જેવું ફરમાબરદાર અને નિમકહલાંલ પ્રાંણી બીજું એકે હશે નહી. એની ધણીક

જાતો છે. જેવી કે ચોકીદાર, શિકારી, દરીઆઈ, ભરવાડી વ-ગેરે. એ પ્રાંણીમાં કોઈની સુંઘવાની શક્તિ, કોઈની દોડવાની ઝડપ, અને કોઈની જોવાની ઈંદ્રિ ઘણી તેજ અને તીક્ષણ હોયછે. કુત્રા પોતાના ધણીના ઘરની તથા જાન માલની ચોકી કરેછે; શિકારને શોધી તેને પકડી આપેછે; પાંણીમાં ડુબતી હરેક ચીજ યા માણસનો બચાવ કરેછે; બરફમાં દટાયલાં મા-ણસોનો શોધ કરી, તેમને તેમાંથી બહાર કહાડેછે. આ અ-સીલ, ચંચળ અને નિમકહલાલ પ્રાંણીની બુદ્ધીના તરેહવાર દાખલાઓ જાણવામાં આવ્યાછે, તેમાંથી એક અત્રે જણાવીએછે.

એક મુસાફરે કોઈએક ગ્રહસ્થને ત્યાં ઉતારો લીધો. પછે બે ચાર દિવસે તે ત્યાં એક મોટી પેટી લાવ્યો. હવે તે ગ્રહસ્થને ત્યાં એક પાળેલો કુત્રો હતો, તેની નજર પેલી પેટીપર પડ-તાંજ તેની આસપાસ અહીંથી તહીં દોડવા લાગ્યો, અને મોટે સાદે ભસવા માંડયું. ઘણીવાર ધમકાવ્યા છતાં તે મુગો ન રહ્યો, તેથી તેના ધણીના દિલમાં શક ઉત્પન્ન થયો કે આટલો ધમકાવ્યા છતાં એ વગર કારણે એમ કરે નહી, તેથી તેણે અને આસપાસનાં બીજાં માણસોએ પેલા મુસાફરની પાસે તેની તે પેટી ઉઘડાવાની ફરજ પાડી. પેટી ઉઘાડતાં તો તેમાં છુપાઈ રહેલો એક ચોર તેઓની નજરે પડ્યો. આ ચોર પેલા મુસાફર સાથે આગળથીજ મનસુબો કરીને ભરાઈ રહેલો હતો કે દાવ ફાવતાં પેલા ગ્રહસ્થને ત્યાં ચોરી કરવાને ઉઠને બની આવે.

---

## પાઠ ૨૦.

## ઘોડો.



ઘોડો એ એક ખુબસુરત, બળવાંન, ચાલાક, અને ઝડપવાલું પ્રાંણી છે. માણસ જાતને તેનાં તરેહવાર કામકાજમાં એ ઘણો ઉપયોગી છે. કુત્રાંની પેઠે એ જાનવર પણ પોતાના ધણી તરફની નિમકહલાલી અને વફાદારી બતલાવેછે. એનો ખોરાક ઘાસ દાણો તથા વનસ્પતિ છે. સર્વેમાં અરબી ઘોડાની જાત અને બુનીઆદ ઘણી ઊંચી ગણાયછે. અરબ લોક પોતાના ઘોડાપર કેટલો પ્યાર રાખેછે, તે વિષે તમોને આગળ જણાવીશું. અરબ લોકનાં બચ્ચાં તો એક રમકડું હોય તેમ એ જાનવર સાથે રમેછે. એની સુંઘવાની શક્તિ ઘણી તીક્ષણ હોયછે.

એક અરબે પોતાનો ઘોડો વેચવાનું કોઈ અંગ્રેજ સાથે સાટું કીધું. પેલા અરબે માગેલી કિંમત આપીને અંગ્રેજે તે ઘોડો માંગ્યો. રૂપીઆનો ઢગલો જોઈને પેલો અરબ બોલી ઉઠ્યો, "અરે મહારા વાહાલા ઘોડા, અરે મહારાં અમૂલ ઝવેર, આ

અણજાંણ્યો શખ્સ તને મારશે તથા બીજાં અનેક દુઃખ તા-
રીપર પાડશે, શું આ નાંણાની રકમ લઈને હું તને વેચું? ના
એવું કદી બનનાર નથી. માટે ચાલ મહારી સાથે પાછો ફર ને
મહારાં વાહાલાં બચ્ચાંઓને ખુશહાલ કર." એટલું બોલી તે
અરબ લાગલોજ તે ઘોડાપર સ્વાર થઈ ત્યાંથી જતો રહ્યો.

---

## પાઠ ૨૧.

### ઉંટ.



ઉંટ જેવાં સબુરીવાલાં પ્રાંણી બીજાં થોડાંજ હશે. એની ગરદન લાંબી ને માથું ન્હાનું છે. એના પગનાં તળીઆં પો-હોળાં અને પોચાં હોયછે. જેથી એના પગ રેતીમાં બેસી જતા નથી, તથા તળીઆં દાઝતાં નથી. એની પિઠ ઉપર ખુંધ જેવું કંઈ નિકળ્યુંછે તે પરમેશ્વરે એનાં સારાંને માટેજ કીધુંછે. તેમાં બધી ચરબી ભરેલી છે તેથી જ્યારે ખોરાક નથી મળતો ત્યારે એનું પોષણ થાયછે. પરમેશ્વરે એનામાં બે હો-

જરી મુકીછે, એકમાં તે જરૂરનાં વખતનેસર પાણીનો જથો સાચવી રાખેછે. એની સુંઘવાની શક્તિ ઘણી ચંચળ છે. પાંણી ક્યાં મળશે તે જગો એને માલુમ પડેછે. ઝાડ પાલા અને કાંટાની ઝાડીપર એનું ગુજરાન થાયછે. કેટલાક દિવસો સુધી વગર ખોરાક પાંણીએ એ રહી શકેછે. એ ગરમ રેતીનાં જંગલોમાં નદઝિક ૩૦ થીતે ૩૫ મણનો બોજો ઊંચકીને મુસાફરી કરેછે. અરબલોકો એનાં દુધ, માસ, ચામડાં બાળ સર્વેનો ઉપયોગ કરછે. ઊંટની માદાને સાંઢણી કહેછે અને તેની ચાલ ઘણી ઝડપની છે. ઊંટપર બેસનારને સારવાન કહેછે.

---

## પાઠ ૨૨.

## નારીએલી.



નારીએલીનું ઝાડ આસરે ૪૦ થીતે ૫૦ હાથ ઊંચું હોયછે. એને માહાડ કરીને પણ કહેછે. એનો દરેક ભાગ આપણને કાંમ લાગેછે. એનું થડ ચીરીને પાંણી લાવવા લઇ જવાની ચરનાલ બનવિછે, એનાં પાતરાં લાંબાં હોયછે ને વચ્ચે જે

સળી હોયછે તેના કચરો કહાડવાના બુતારા બનાવ્યામાં આવે છે. એની ઝાવલીથી ગરીબ લોક પોતાનાં ઘરનાં છાપરાં બનાવેછે. વળી બેસવાની સાદડી પણ તેની બનેછે. એ ઝાડમાંથી જે રસ નિકળેછે તેને તાડી કહેછે. ઘણાક પકવાનોમાં તાડી વાપરેછે. તેનો ડારૂ પણ બનેછે. એ ઝાડનાં ફળને નારીએલ અથવા શ્રીફળ કહેછે. તેમાં પાંણી, કોપરૂં, કાચલી, ને છાલું હોયછે. છાલના રેસાને કાથો કેહેછે, તેના દોરડાં બનેછે. કોપરૂં આપણે ઘણીક રીતે ખપમાં લાવીએ છે. કોપરૂં સુકાઇ જાય ત્યારે તેને ઘાંણીમાં પીલીને તેમાંથી તેલ કાહાડેછે, જેને આપણે કોપરેલ કરીને કહીજીએછે. તે દિવા કરવાનાં ઉપયોગમાં આવેછે.



| | | |
|---|---|---|
| ૧ × ૧ = ૧ | ૧ × ૨ = ૨ | ૧ × ૩ = ૩ |
| ૨ × ૧ = ૨ | ૨ × ૨ = ૪ | ૨ × ૩ = ૬ |
| ૩ × ૧ = ૩ | ૩ × ૨ = ૬ | ૩ × ૩ = ૯ |
| ૪ × ૧ = ૪ | ૪ × ૨ = ૮ | ૪ × ૩ =૧૨ |
| ૫ × ૧ = ૫ | ૫ × ૨ =૧૦ | ૫ × ૩ =૧૫ |
| ૬ × ૧ = ૬ | ૬ × ૨ =૧૨ | ૬ × ૩ =૧૮ |
| ૭ × ૧ = ૭ | ૭ × ૨ =૧૪ | ૭ × ૩ =૨૧ |
| ૮ × ૧ = ૮ | ૮ × ૨ =૧૬ | ૮ × ૩ =૨૪ |
| ૯ × ૧ = ૯ | ૯ × ૨ =૧૮ | ૯ × ૩ =૨૭ |
| ૧૦ × ૧ =૧૦ | ૧૦ × ૨ =૨૦ | ૧૦ × ૩ =૩૦ |

| | | |
|---|---|---|
| ૧ × ૪ = ૪ | ૧ × ૫ = ૫ | ૧ × ૬ = ૬ |
| ૨ × ૪ = ૮ | ૨ × ૫ =૧૦ | ૨ × ૬ =૧૨ |
| ૩ × ૪ =૧૨ | ૩ × ૫ =૧૫ | ૩ × ૬ =૧૮ |
| ૪ × ૪ =૧૬ | ૪ × ૫ =૨૦ | ૪ × ૬ =૨૪ |
| ૫ × ૪ =૨૦ | ૫ × ૫ =૨૫ | ૫ × ૬ =૩૦ |
| ૬ × ૪ =૨૪ | ૬ × ૫ =૩૦ | ૬ × ૬ =૩૬ |
| ૭ × ૪ =૨૮ | ૭ × ૫ =૩૫ | ૭ × ૬ =૪૨ |
| ૮ × ૪ =૩૨ | ૮ × ૫ =૪૦ | ૮ × ૬ =૪૮ |
| ૯ × ૪ =૩૬ | ૯ × ૫ =૪૫ | ૯ × ૬ =૫૪ |
| ૧૦ × ૪ =૪૦ | ૧૦ × ૫ =૫૦ | ૧૦ × ૬ =૬૦ |

| | | |
|---|---|---|
| ૧ × ૭ = ૭ | ૧ × ૮ = ૮ | ૧ × ૯ = ૯ |
| ૨ × ૭ =૧૪ | ૨ × ૮ =૧૬ | ૨ × ૯ =૧૮ |
| ૩ × ૭ =૨૧ | ૩ × ૮ =૨૪ | ૩ × ૯ =૨૭ |
| ૪ × ૭ =૨૮ | ૪ × ૮ =૩૨ | ૪ × ૯ =૩૬ |
| ૫ × ૭ =૩૫ | ૫ × ૮ =૪૦ | ૫ × ૯ =૪૫ |
| ૬ × ૭ =૪૨ | ૬ × ૮ =૪૮ | ૬ × ૯ =૫૪ |
| ૭ × ૭ =૪૯ | ૭ × ૮ =૫૬ | ૭ × ૯ =૬૩ |
| ૮ × ૭ =૫૬ | ૮ × ૮ =૬૪ | ૮ × ૯ =૭૨ |
| ૯ × ૭ =૬૩ | ૯ × ૮ =૭૨ | ૯ × ૯ =૮૧ |
| ૧૦ × ૭ =૭૦ | ૧૦ × ૮ =૮૦ | ૧૦ × ૯ =૯૦ |

| | | |
|---|---|---|
| ૧ × ૧૦ = ૧૦ | ૧૧ × ૧ = ૧૧ | ૧૨ × ૧ = ૧૨ |
| ૨ × ૧૦ = ૨૦ | ૧૧ × ૨ = ૨૨ | ૧૨ × ૨ = ૨૪ |
| ૩ × ૧૦ = ૩૦ | ૧૧ × ૩ = ૩૩ | ૧૨ × ૩ = ૩૬ |
| ૪ × ૧૦ = ૪૦ | ૧૧ × ૪ = ૪૪ | ૧૨ × ૪ = ૪૮ |
| ૫ × ૧૦ = ૫૦ | ૧૧ × ૫ = ૫૫ | ૧૨ × ૫ = ૬૦ |
| ૬ × ૧૦ = ૬૦ | ૧૧ × ૬ = ૬૬ | ૧૨ × ૬ = ૭૨ |
| ૭ × ૧૦ = ૭૦ | ૧૧ × ૭ = ૭૭ | ૧૨ × ૭ = ૮૪ |
| ૮ × ૧૦ = ૮૦ | ૧૧ × ૮ = ૮૮ | ૧૨ × ૮ = ૯૬ |
| ૯ × ૧૦ = ૯૦ | ૧૧ × ૯ = ૯૯ | ૧૨ × ૯ = ૧૦૮ |
| ૧૦ × ૧૦ = ૧૦૦ | ૧૧ × ૧૦ = ૧૧૦ | ૧૨ × ૧૦ = ૧૨૦ |

| | | |
|---|---|---|
| ૧૩ × ૧ = ૧૩ | ૧૪ × ૧ = ૧૪ | ૧૫ × ૧ = ૧૫ |
| ૧૩ × ૨ = ૨૬ | ૧૪ × ૨ = ૨૮ | ૧૫ × ૨ = ૩૦ |
| ૧૩ × ૩ = ૩૯ | ૧૪ × ૩ = ૪૨ | ૧૫ × ૩ = ૪૫ |
| ૧૩ × ૪ = ૫૨ | ૧૪ × ૪ = ૫૬ | ૧૫ × ૪ = ૬૦ |
| ૧૩ × ૫ = ૬૫ | ૧૪ × ૫ = ૭૦ | ૧૫ × ૫ = ૭૫ |
| ૧૩ × ૬ = ૭૮ | ૧૪ × ૬ = ૮૪ | ૧૫ × ૬ = ૯૦ |
| ૧૩ × ૭ = ૯૧ | ૧૪ × ૭ = ૯૮ | ૧૫ × ૭ = ૧૦૫ |
| ૧૩ × ૮ = ૧૦૪ | ૧૪ × ૮ = ૧૧૨ | ૧૫ × ૮ = ૧૨૦ |
| ૧૩ × ૯ = ૧૧૭ | ૧૪ × ૯ = ૧૨૬ | ૧૫ × ૯ = ૧૩૫ |
| ૧૩ × ૧૦ = ૧૩૦ | ૧૪ × ૧૦ = ૧૪૦ | ૧૫ × ૧૦ = ૧૫૦ |

| | | |
|---|---|---|
| ૧૬ × ૧ = ૧૬ | ૧૭ × ૧ = ૧૭ | ૧૮ × ૧ = ૧૮ |
| ૧૬ × ૨ = ૩૨ | ૧૭ × ૨ = ૩૪ | ૧૮ × ૨ = ૩૬ |
| ૧૬ × ૩ = ૪૮ | ૧૭ × ૩ = ૫૧ | ૧૮ × ૩ = ૫૪ |
| ૧૬ × ૪ = ૬૪ | ૧૭ × ૪ = ૬૮ | ૧૮ × ૪ = ૭૨ |
| ૧૬ × ૫ = ૮૦ | ૧૭ × ૫ = ૮૫ | ૧૮ × ૫ = ૯૦ |
| ૧૬ × ૬ = ૯૬ | ૧૭ × ૬ = ૧૦૨ | ૧૮ × ૬ = ૧૦૮ |
| ૧૬ × ૭ = ૧૧૨ | ૧૭ × ૭ = ૧૧૯ | ૧૮ × ૭ = ૧૨૬ |
| ૧૬ × ૮ = ૧૨૮ | ૧૭ × ૮ = ૧૩૬ | ૧૮ × ૮ = ૧૪૪ |
| ૧૬ × ૯ = ૧૪૪ | ૧૭ × ૯ = ૧૫૩ | ૧૮ × ૯ = ૧૬૨ |
| ૧૬ × ૧૦ = ૧૬૦ | ૧૭ × ૧૦ = ૧૭૦ | ૧૮ × ૧૦ = ૧૮૦ |

| | | એકે પાવું પાવા. |
|---|---|---|
| ૧૯ × ૧ = ૧૯ | ૨૦ × ૧ = ૨૦ | ૧ × ૦। = ૦। |
| ૧૯ × ૨ = ૩૮ | ૨૦ × ૨ = ૪૦ | ૨ × ૦। = ૦॥ |
| ૧૯ × ૩ = ૫૭ | ૨૦ × ૩ = ૬૦ | ૩ × ૦। = ૦।।। |
| ૧૯ × ૪ = ૭૬ | ૨૦ × ૪ = ૮૦ | ૪ × ૦। = ૧ |
| ૧૯ × ૫ = ૯૫ | ૨૦ × ૫ = ૧૦૦ | ૫ × ૦। = ૧। |
| ૧૯ × ૬ = ૧૧૪ | ૨૦ × ૬ = ૧૨૦ | ૬ × ૦। = ૧॥ |
| ૧૯ × ૭ = ૧૩૩ | ૨૦ × ૭ = ૧૪૦ | ૭ × ૦। = ૧।।। |
| ૧૯ × ૮ = ૧૫૨ | ૨૦ × ૮ = ૧૬૦ | ૮ × ૦। = ૨ |
| ૧૯ × ૯ = ૧૭૧ | ૨૦ × ૯ = ૧૮૦ | ૯ × ૦। = ૨। |
| ૧૯ × ૧૦ = ૧૯૦ | ૨૦ × ૧૦ = ૨૦૦ | ૧૦ × ૦। = ૨॥ |

| | | |
|---|---|---|
| ૧૧ × ૦। = ૨।।। | ૨૧ × ૦। = ૫। | ૩૧ × ૦। = ૭।।। |
| ૧૨ × ૦। = ૩ | ૨૨ × ૦। = ૫॥ | ૩૨ × ૦। = ૮ |
| ૧૩ × ૦। = ૩। | ૨૩ × ૦। = ૫।।। | ૩૩ × ૦। = ૮। |
| ૧૪ × ૦। = ૩॥ | ૨૪ × ૦। = ૬ | ૩૪ × ૦। = ૮॥ |
| ૧૫ × ૦। = ૩।।। | ૨૫ × ૦। = ૬। | ૩૫ × ૦। = ૮।।। |
| ૧૬ × ૦। = ૪ | ૨૬ × ૦। = ૬॥ | ૩૬ × ૦। = ૯ |
| ૧૭ × ૦। = ૪। | ૨૭ × ૦। = ૬।।। | ૩૭ × ૦। = ૯। |
| ૧૮ × ૦। = ૪॥ | ૨૮ × ૦। = ૭ | ૩૮ × ૦। = ૯॥ |
| ૧૯ × ૦। = ૪।।। | ૨૯ × ૦। = ૭। | ૩૯ × ૦। = ૯।।। |
| ૨૦ × ૦। = ૫ | ૩૦ × ૦। = ૭॥ | ૪૦ × ૦। = ૧૦ |

| | એકે અરધે અરધો. | |
|---|---|---|
| ૪૧ × ૦। = ૧૦। | ૧ × ૦॥ = ૦॥ | ૧૧ × ૦॥ = ૫॥ |
| ૪૨ × ૦। = ૧૦॥ | ૨ × ૦॥ = ૧ | ૧૨ × ૦॥ = ૬ |
| ૪૩ × ૦। = ૧૦।।। | ૩ × ૦॥ = ૧॥ | ૧૩ × ૦॥ = ૬॥ |
| ૪૪ × ૦। = ૧૧ | ૪ × ૦॥ = ૨ | ૧૪ × ૦॥ = ૭ |
| ૪૫ × ૦। = ૧૧। | ૫ × ૦॥ = ૨॥ | ૧૫ × ૦॥ = ૭॥ |
| ૪૬ × ૦। = ૧૧॥ | ૬ × ૦॥ = ૩ | ૧૬ × ૦॥ = ૮ |
| ૪૭ × ૦। = ૧૧।।। | ૭ × ૦॥ = ૩॥ | ૧૭ × ૦॥ = ૮॥ |
| ૪૮ × ૦। = ૧૨ | ૮ × ૦॥ = ૪ | ૧૮ × ૦॥ = ૯ |
| ૪૯ × ૦। = ૧૨। | ૯ × ૦॥ = ૪॥ | ૧૯ × ૦॥ = ૯॥ |
| ૫૦ × ૦। = ૧૨॥ | ૧૦ × ૦॥ = ૫ | ૨૦ × ૦॥ = ૧૦ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૨૧ | × | ૦॥ | = | ૧૦॥ | ૩૧ | × | ૦॥ | = | ૧૫॥ | ૪૧ | × | ૦॥ | = | ૨૦। |
| ૨૨ | × | ૦॥ | = | ૧૧ | ૩૨ | × | ૦॥ | = | ૧૬ | ૪૨ | × | ૦॥ | = | ૨૧ |
| ૨૩ | × | ૦॥ | = | ૧૧॥ | ૩૩ | × | ૦॥ | = | ૧૬॥ | ૪૩ | × | ૦॥ | = | ૨૧॥ |
| ૨૪ | × | ૦॥ | = | ૧૨ | ૩૪ | × | ૦॥ | = | ૧૭ | ૪૪ | × | ૦॥ | = | ૨૨ |
| ૨૫ | × | ૦॥ | = | ૧૨॥ | ૩૫ | × | ૦॥ | = | ૧૭॥ | ૪૫ | × | ૦॥ | = | ૨૨॥ |
| ૨૬ | × | ૦॥ | = | ૧૩ | ૩૬ | × | ૦॥ | = | ૧૮ | ૪૬ | × | ૦॥ | = | ૨૩ |
| ૨૭ | × | ૦॥ | = | ૧૩॥ | ૩૭ | × | ૦॥ | = | ૧૮॥ | ૪૭ | × | ૦॥ | = | ૨૩॥ |
| ૨૮ | × | ૦॥ | = | ૧૪ | ૩૮ | × | ૦॥ | = | ૧૯ | ૪૮ | × | ૦॥ | = | ૨૪ |
| ૨૯ | × | ૦॥ | = | ૧૪॥ | ૩૯ | × | ૦॥ | = | ૧૯॥ | ૪૯ | × | ૦॥ | = | ૨૪॥ |
| ૩૦ | × | ૦॥ | = | ૧૫ | ૪૦ | × | ૦॥ | = | ૨૦ | ૫૦ | × | ૦॥ | = | ૨૫ |

એકે પોણું પોણા.

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧ | × | ૦॥। | = | ૦॥। | ૧૧ | × | ૦॥। | = | ૮। | ૨૧ | × | ૦॥। | = | ૧૫॥। |
| ૨ | × | ૦॥। | = | ૧॥ | ૧૨ | × | ૦॥। | = | ૯ | ૨૨ | × | ૦॥। | = | ૧૬॥ |
| ૩ | × | ૦॥। | = | ૨। | ૧૩ | × | ૦॥। | = | ૯॥। | ૨૩ | × | ૦॥। | = | ૧૭। |
| ૪ | × | ૦॥। | = | ૩ | ૧૪ | × | ૦॥। | = | ૧૦॥ | ૨૪ | × | ૦॥। | = | ૧૮ |
| ૫ | × | ૦॥। | = | ૩॥। | ૧૫ | × | ૦॥। | = | ૧૧। | ૨૫ | × | ૦॥। | = | ૧૮॥। |
| ૬ | × | ૦॥। | = | ૪॥ | ૧૬ | × | ૦॥। | = | ૧૨ | ૨૬ | × | ૦॥। | = | ૧૯॥ |
| ૭ | × | ૦॥। | = | ૫। | ૧૭ | × | ૦॥। | = | ૧૨॥। | ૨૭ | × | ૦॥। | = | ૨૦। |
| ૮ | × | ૦॥। | = | ૬ | ૧૮ | × | ૦॥। | = | ૧૩॥ | ૨૮ | × | ૦॥। | = | ૨૧ |
| ૯ | × | ૦॥। | = | ૬॥। | ૧૯ | × | ૦॥। | = | ૧૪। | ૨૯ | × | ૦॥। | = | ૨૧॥। |
| ૧૦ | × | ૦॥। | = | ૭॥ | ૨૦ | × | ૦॥। | = | ૧૫ | ૩૦ | × | ૦॥। | = | ૨૨॥ |

| | | | | | | | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| | | | | | | | | | | એકે સવાયું સવા. | | | | |
| ૩૧ | × | ૦॥। | = | ૨૩। | ૪૧ | × | ૦॥। | = | ૩૦॥। | ૧ | × | ૧। | = | ૧। |
| ૩૨ | × | ૦॥। | = | ૨૪ | ૪૨ | × | ૦॥। | = | ૩૧॥ | ૨ | × | ૧। | = | ૨॥ |
| ૩૩ | × | ૦॥। | = | ૨૪॥। | ૪૩ | × | ૦॥। | = | ૩૨। | ૩ | × | ૧। | = | ૩॥। |
| ૩૪ | × | ૦॥। | = | ૨૫॥ | ૪૪ | × | ૦॥। | = | ૩૩ | ૪ | × | ૧। | = | ૫ |
| ૩૫ | × | ૦॥। | = | ૨૬। | ૪૫ | × | ૦॥। | = | ૩૩॥। | ૫ | × | ૧। | = | ૬। |
| ૩૬ | × | ૦॥। | = | ૨૭ | ૪૬ | × | ૦॥। | = | ૩૪॥ | ૬ | × | ૧। | = | ૭॥ |
| ૩૭ | × | ૦॥। | = | ૨૭॥। | ૪૭ | × | ૦॥। | = | ૩૫। | ૭ | × | ૧। | = | ૮॥। |
| ૩૮ | × | ૦॥। | = | ૨૮॥ | ૪૮ | × | ૦॥। | = | ૩૬ | ૮ | × | ૧। | = | ૧૦ |
| ૩૯ | × | ૦॥। | = | ૨૯। | ૪૯ | × | ૦॥। | = | ૩૬॥। | ૯ | × | ૧। | = | ૧૧। |
| ૪૦ | × | ૦॥। | = | ૩૦ | ૫૦ | × | ૦॥। | = | ૩૭॥ | ૧૦ | × | ૧। | = | ૧૨॥ |

| | | |
|---|---|---|
| ૧૧ × ૧। = ૧૩॥। | ૨૧ × ૧। = ૨૬। | ૩૧ × ૧। = ૩૮॥। |
| ૧૨ × ૧। = ૧૫ | ૨૨ × ૧। = ૨૭॥ | ૩૨ × ૧। = ૪૦ |
| ૧૩ × ૧। = ૧૬। | ૨૩ × ૧। = ૨૮॥। | ૩૩ × ૧। = ૪૧। |
| ૧૪ × ૧। = ૧૭॥ | ૨૪ × ૧। = ૩૦ | ૩૪ × ૧। = ૪૨॥ |
| ૧૫ × ૧। = ૧૮॥। | ૨૫ × ૧। = ૩૧। | ૩૫ × ૧। = ૪૩॥। |
| ૧૬ × ૧। = ૨૦ | ૨૬ × ૧। = ૩૨॥ | ૩૬ × ૧। = ૪૫ |
| ૧૭ × ૧। = ૨૧। | ૨૭ × ૧। = ૩૩॥। | ૩૭ × ૧। = ૪૬। |
| ૧૮ × ૧। = ૨૨॥ | ૨૮ × ૧। = ૩૫ | ૩૮ × ૧। = ૪૭॥ |
| ૧૯ × ૧। = ૨૩॥। | ૨૯ × ૧। = ૩૬। | ૩૯ × ૧। = ૪૮॥। |
| ૨૦ × ૧। = ૨૫ | ૩૦ × ૧। = ૩૭॥ | ૪૦ × ૧। = ૫૦ |

એક દોહડુ દોઢોડ.

| | | |
|---|---|---|
| ૪૧ × ૧। = ૫૧। | ૧ × ૧॥ = ૧॥ | ૧૧ × ૧॥ = ૧૬॥ |
| ૪૨ × ૧। = ૫૨॥ | ૨ × ૧॥ = ૩ | ૧૨ × ૧॥ = ૧૮ |
| ૪૩ × ૧। = ૫૩॥। | ૩ × ૧॥ = ૪॥ | ૧૩ × ૧॥ = ૧૯॥ |
| ૪૪ × ૧। = ૫૫ | ૪ × ૧॥ = ૬ | ૧૪ × ૧॥ = ૨૧ |
| ૪૫ × ૧। = ૫૬। | ૫ × ૧॥ = ૭॥ | ૧૫ × ૧॥ = ૨૨॥ |
| ૪૬ × ૧। = ૫૭॥ | ૬ × ૧॥ = ૯ | ૧૬ × ૧॥ = ૨૪ |
| ૪૭ × ૧। = ૫૮॥। | ૭ × ૧॥ = ૧૦॥ | ૧૭ × ૧॥ = ૨૫॥ |
| ૪૮ × ૧। = ૬૦ | ૮ × ૧॥ = ૧૨ | ૧૮ × ૧॥ = ૨૭ |
| ૪૯ × ૧। = ૬૧। | ૯ × ૧॥ = ૧૩॥ | ૧૯ × ૧॥ = ૨૮॥ |
| ૫૦ × ૧। = ૬૨॥ | ૧૦ × ૧॥ = ૧૫ | ૨૦ × ૧॥ = ૩૦ |

| | | |
|---|---|---|
| ૨૧ × ૧॥ = ૩૧॥ | ૩૧ × ૧॥ = ૪૬॥ | ૪૧ × ૧॥ = ૬૧॥ |
| ૨૨ × ૧॥ = ૩૩ | ૩૨ × ૧॥ = ૪૮ | ૪૨ × ૧॥ = ૬૩ |
| ૨૩ × ૧॥ = ૩૪॥ | ૩૩ × ૧॥ = ૪૯॥ | ૪૩ × ૧॥ = ૬૪॥ |
| ૨૪ × ૧॥ = ૩૬ | ૩૪ × ૧॥ = ૫૧ | ૪૪ × ૧॥ = ૬૬ |
| ૨૫ × ૧॥ = ૩૭॥ | ૩૫ × ૧॥ = ૫૨॥ | ૪૫ × ૧॥ = ૬૭॥ |
| ૨૬ × ૧॥ = ૩૯ | ૩૬ × ૧॥ = ૫૪ | ૪૬ × ૧॥ = ૬૯ |
| ૨૭ × ૧॥ = ૪૦॥ | ૩૭ × ૧॥ = ૫૫॥ | ૪૭ × ૧॥ = ૭૦॥ |
| ૨૮ × ૧॥ = ૪૨ | ૩૮ × ૧॥ = ૫૭ | ૪૮ × ૧॥ = ૭૨ |
| ૨૯ × ૧॥ = ૪૩॥ | ૩૯ × ૧॥ = ૫૮॥ | ૪૯ × ૧॥ = ૭૩॥ |
| ૩૦ × ૧॥ = ૪૫ | ૪૦ × ૧॥ = ૬૦ | ૫૦ × ૧॥ = ૭૫ |

### એક હડપું હડી.

| | | |
|---|---|---|
| ૧ × ૨॥ = ૨॥ | ૧૧ × ૨॥ = ૨૭॥ | ૨૧ × ૨॥ = ૫૨॥ |
| ૨ × ૨॥ = ૫ | ૧૨ × ૨॥ = ૩૦ | ૨૨ × ૨॥ = ૫૫ |
| ૩ × ૨॥ = ૭॥ | ૧૩ × ૨॥ = ૩૨॥ | ૨૩ × ૨॥ = ૫૭॥ |
| ૪ × ૨॥ = ૧૦ | ૧૪ × ૨॥ = ૩૫ | ૨૪ × ૨॥ = ૬૦ |
| ૫ × ૨॥ = ૧૨॥ | ૧૫ × ૨॥ = ૩૭॥ | ૨૫ × ૨॥ = ૬૨॥ |
| ૬ × ૨॥ = ૧૫ | ૧૬ × ૨॥ = ૪૦ | ૨૬ × ૨॥ = ૬૫ |
| ૭ × ૨॥ = ૧૭॥ | ૧૭ × ૨॥ = ૪૨॥ | ૨૭ × ૨॥ = ૬૭॥ |
| ૮ × ૨॥ = ૨૦ | ૧૮ × ૨॥ = ૪૫ | ૨૮ × ૨॥ = ૭૦ |
| ૯ × ૨॥ = ૨૨॥ | ૧૯ × ૨॥ = ૪૭॥ | ૨૯ × ૨॥ = ૭૨॥ |
| ૧૦ × ૨॥ = ૨૫ | ૨૦ × ૨॥ = ૫૦ | ૩૦ × ૨॥ = ૭૫ |

| | | એકે ઉઠ્ઠું ઉઠ. |
|---|---|---|
| ૩૧ × ૨॥ = ૭૭॥ | ૪૧ × ૨॥ = ૧૦૨॥ | ૧ × ૩॥ = ૩॥ |
| ૩૨ × ૨॥ = ૮૦ | ૪૨ × ૨॥ = ૧૦૫ | ૨ × ૩॥ = ૭ |
| ૩૩ × ૨॥ = ૮૨॥ | ૪૩ × ૨॥ = ૧૦૭॥ | ૩ × ૩॥ = ૧૦॥ |
| ૩૪ × ૨॥ = ૮૫ | ૪૪ × ૨॥ = ૧૧૦ | ૪ × ૩॥ = ૧૪ |
| ૩૫ × ૨॥ = ૮૭॥ | ૪૫ × ૨॥ = ૧૧૨॥ | ૫ × ૩॥ = ૧૭॥ |
| ૩૬ × ૨॥ = ૯૦ | ૪૬ × ૨॥ = ૧૧૫ | ૬ × ૩॥ = ૨૧ |
| ૩૭ × ૨॥ = ૯૨॥ | ૪૭ × ૨॥ = ૧૧૭॥ | ૭ × ૩॥ = ૨૪॥ |
| ૩૮ × ૨॥ = ૯૫ | ૪૮ × ૨॥ = ૧૨૦ | ૮ × ૩॥ = ૨૮ |
| ૩૯ × ૨॥ = ૯૭॥ | ૪૯ × ૨॥ = ૧૨૨॥ | ૯ × ૩॥ = ૩૧॥ |
| ૪૦ × ૨॥ = ૧૦૦ | ૫૦ × ૨॥ = ૧૨૫ | ૧૦ × ૩॥ = ૩૫ |

| | | |
|---|---|---|
| ૧૧ × ૩॥ = ૩૮॥ | ૨૧ × ૩॥ = ૭૩॥ | ૩૧ × ૩॥ = ૧૦૮॥ |
| ૧૨ × ૩॥ = ૪૨ | ૨૨ × ૩॥ = ૭૭ | ૩૨ × ૩॥ = ૧૧૨ |
| ૧૩ × ૩॥ = ૪૫॥ | ૨૩ × ૩॥ = ૮૦॥ | ૩૩ × ૩॥ = ૧૧૫॥ |
| ૧૪ × ૩॥ = ૪૯ | ૨૪ × ૩॥ = ૮૪ | ૩૪ × ૩॥ = ૧૧૯ |
| ૧૫ × ૩॥ = ૫૨॥ | ૨૫ × ૩॥ = ૮૭॥ | ૩૫ × ૩॥ = ૧૨૨॥ |
| ૧૬ × ૩॥ = ૫૬ | ૨૬ × ૩॥ = ૯૧ | ૩૬ × ૩॥ = ૧૨૬ |
| ૧૭ × ૩॥ = ૫૯॥ | ૨૭ × ૩॥ = ૯૪॥ | ૩૭ × ૩॥ = ૧૨૯॥ |
| ૧૮ × ૩॥ = ૬૩ | ૨૮ × ૩॥ = ૯૮ | ૩૮ × ૩॥ = ૧૩૩ |
| ૧૯ × ૩॥ = ૬૬॥ | ૨૯ × ૩॥ = ૧૦૧॥ | ૩૯ × ૩॥ = ૧૩૬॥ |
| ૨૦ × ૩॥ = ૭૦ | ૩૦ × ૩॥ = ૧૦૫ | ૪૦ × ૩॥ = ૧૪૦ |

## મુંબઈ ચલણી પૈસાનો કોઠો.

| | | | |
|---|---|---|---|
| ૩ પૈનું........... | ૧ | દોહડયું. | ૦)૧॥ |
| ૪ પૈનું........... | ૧ | ફદીઓ. | ૦)૨ |
| ૩ ફદીઆંનો...... | ૧ | આંનો. | ૦)- |
| ૪ દોહડયાંનો...... | ૧ | આંનો. | ૦)- |
| ૧ આંનાની ...... | ૧૨ | પૈ. | |
| ૪ આંનાનો .. ... | | પાવલો. | ૦। |
| ૮ આનાનો ...... | | અરધો. | ૦॥ |
| ૪ પાવલાનો...... | ૧ | રૂપીઓ. | |
| ૧૫ રૂપીઆની...... | ૧ | મોહર. | |

---

| | | |
|---|---|---|
| ૧ રૂપીઆના........ | ૧૦૦ | દોકડા. |
| ૧ રૂપીઆનાં........ | ૬૪ | દોહડયાં. |
| ૧ રૂપીઆના........ | ૧૬ | આનાં. |

---

## સાધારણ તોલ જોખનો કોઠો.

| | |
|---|---|
| ૨ નવટાંકનો............... | ૧ પાશેર. |
| ૪ પાશેરનો ............... | ૧ શેર. |
| ૪૦ શેરનો ................ | ૧ મણ. |
| ૧૬ મણની .............. | ૧ કળશી. |
| ૨૦ મણની .............. | ૧ ખાંડી. |
| ૨૪ મણનો .............. | ૧ ભાર. |
| ૩૦ મણની .............. | ૧ ગાલ્લો. |

---

## માપનો કોઠો.

| | |
|---|---|
| ૧૨ ઈંચનો ..... ........ | ૧ ફુટ. |
| ૩ ફુતનાં ............... | ૧ વાર. |

| | | |
|---|---|---|
| ૨ | વારનો | ૧ વાંમ. |
| ૮૮૦ | વામનો | ૧ માઈલ. |
| ૧૭૬૦ | વારનો | ૧ માઈલ. |

---

## કાપડ ભરવાનો કોઠો.

| | | |
|---|---|---|
| ૨ | આંગળનો | ૧ તસુ. |
| ૧૨ | તસુનો | ૧ હાથ. |
| ૨ | હાથનો | ૧ ગજ. |
| ૨૪ | તસુનો | ૧ ગજ. |
| ૩૨ | તસુનો | ૧ વાર. |

---

## વખતનો કોઠો.

| | | |
|---|---|---|
| ૬૦ | સેકંડની | ૧ મિનિટ. |
| ૨૪ | મિનિટની | ૧ ઘડી. |
| ૨॥ | ઘડીનો | ૧ કલાક. |
| ૩ | કલાકનો | ૧ પોહર. |
| ૮ | પોહોરનો | ૧ રાત્ર દિવસ. |
| ૭ | દિવસનું | ૧ અઠવાડીઉં. |
| ૨ | અઠવાડીઆંનું | ૧ પખવાડીઉં. |
| ૨ | પખવાડીઆંનો. | ૧ મહીનો. |
| ૩૦ | દાહાડાનો | ૧ મહીનો. |
| ૧૨ | મહીનાંનું. | ૧ વર્ષ. |
| ૩૬૫ | દાહાડાનું. | ૧ વર્ષ. |
| ૧ | વર્ષનાં | ૫૨ અઠવાડીઆં. |
| ૧૦૦ | વર્ષની | ૧ સદી. |

